ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી પ્રબંધમાળા.

કચ્છ-માંડવીના મહૂમ ઠક્કર ગોવિંદજી ધર્મશી

ઇનામી નાટક.

# मिथ्याभिमान

## नाटक.



રચનાર

સ્વર્ગવાસી કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ,

સી. આઇ. ઇ.

કહેવત—"ભૂંગળ વિનાની ભવાઈ."

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ.



નવમી આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૮, સને ૧૯૨૨.



કીમત આઠ આના.

# સૂચના.



આ નાટકની પહેલી આવૃત્તિ છપાવવાનો હક ગ્રંથકર્ત્તાને આપ્યો હતો, તેથી તેમણે સને ૧૮૭૧ માં ૧૦૦૦ નકલો છપાવી હતી. તેની કીમત બાર આના રાખ્યા છતાં એક વર્ષમાં બધી નકલો ખપી ગઇ હતી. આ ચોપડી સરકારે નિશાળોને સારૂ ઇનામમાં વહેંચવા માટે પસંદ કરી છે, તેથી સરકાર તરફથી અને બીજા ગ્રાહકો તરફથ માગણી થવાથી બીજી આવૃત્તિ ગુ. વ. સોસાઇટીએ છપાવી હતી; અને કાગળ તથા પુંઠાં સાધારણ કરાવી કીમત સાત આના રાખી હતી. એ આવૃત્તિ પણ ખપી જવાથી ત્રીજી આવૃત્તિ છપાવી હતી. એમાં સારા કાગળ વાપર્યા હતા, તથા પુંઠું પણ સારૂં કરાવ્યું હતું. તે છતાં તેની કીમતમાં એક આનો ઘટાડી ૭ આના રાખી હતી કે જેથી ગરીબ માણસથી પણ વેચાતી લઇ શકાય. એ ત્રીજી આવૃત્તિ તથા તે પછીની પાંચ આવૃત્તિઓ પણ ખપી જવાથી આ નવમી આવૃત્તિ છપાવી છે.

### શ્લોક.

**नानापात्रमयं प्रौढं, विचित्रं विश्वनाटकम् ।**
**येनेदं सरसं सृष्टं, पातु नः परमेश्वरः ॥**

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસ,
અમદાવાદ, તા. ૧૫–૨–૧૯૨૨.



# अनुक्रमणिका.

બાબત. પૃષ્ઠ.

૧ પૂર્વરંગ એટલે પ્રથમ ગાવાનું પદ. ... ... ... ... ૧૭

**અંક ૧ લો.**

૨ મંગળાચરણ તથા સૂચના. ... ... ... ... ... ૧૯

૩ પ્રવેશ ૧. રંગલાનો પ્રવેશ. ... ... ... ... ... ૨૧

૪ પ્રવેશ ૨. જીવરામભટ્ટનો પ્રવેશ. ... ... ... ... ૨૫

૫ પ્રવેશ ૩. બે ભરવાડોનો પ્રવેશ. ... ... ... ... ૩૧

**અંક ૨ જો.**

૬ પ્રવેશ ૧. રઘનાથભટ્ટ સહકુટુંબ. ... ... ... ... ૪૦

૭ પ્રવેશ ૨. રંગલો ને રઘનાથભટ્ટ. ... ... ... ... ૪૩

૮ પ્રવેશ ૩. ભરવાડ ને રઘનાથભટ્ટ. ... ... ... ... ૪૭

૯ પ્રવેશ ૪. ગંગા ને જમના.... ... ... ... ... ૫૦

**અંક ૩ જો.**

૧૦. રઘનાથ ને સોમનાથ જીવરામભટ્ટને ખોળે છે.... ... ૫૬

**અંક ૪ થો.**

૧૧ જીવરામભટ્ટ ને રઘનાથનું કુટુંબ.... ... ... ... ૬૮

૧૨ ભોજન પ્રસંગ. ... ... ... ... ... ... ૭૩

૧૩ પ્રવેશ ૨. ગંગા ને જીવરામભટ્ટ પૂર્વ કથાપ્રસંગ... ... ૮૭

**અંક ૫ મો.**

૧૪ વાઘજી ને કુતુઅમિયાં.... ... ... ... ... ... ૯૧

અંક ૬ ઠ્ઠો.

૧૫ સંખ્યાદિ પૃચ્છા. ... ... ... ... ... ૧૦૧

૧૬ " ચૌર્યપ્રસંગ "—જીવરામભટ્ટને ચોર લઇ જાય છે...૧૧૧

અંક ૭ મો.

૧૭ ફોજદારી ઇન્સાફ ... ... ... ... ... ૧૧૭

અંક ૮ મો.

૧૮ પ્રવેશ ૧. જીભરામભટ્ટનો મંદવાડ. ... ... ૧૨૮

૧૯ પ્રવેશ ૨. વૈદ્ય આવે છે ... ... ... ... ૧૩૩

૨૦ મિથ્યાભિમાનીને જીવરામભટ્ટની શિખામણ ... ૧૪૧

૨૧ નાટક સમાપ્તિ અને આશીર્વાદ ... ... ... ૧૪૩



# પ્રસ્તાવના.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના સેક્રેટરી મહેરબાન એમ. એચ. સ્કોટ સાહેબની તરફથી સને ૧૮૬૯ ના જુલાઇના બુદ્ધિપ્રકાશમાં, ગુજરાત શાળાપત્રમાં, મુંબાઇના રાસ્ત ગોફતારમાં, સન્ડે રિવ્યુમાં, ડાંડીઆમાં, સુરતના ગુજરાત મિત્રમાં અને અમદાવાદના વર્ત્તમાન પત્રોમાં એક જાહેરખબર છપાઇ કે,—

"કોઇએક પ્રકારની વિદ્યા, ધન, ગુણ પોતામાં ન છતાં, તે મારામાં છે એવો ઢોંગ કરે, તે મિથ્યાભિમાની કહેવાય. તે મિથ્યાભિમાન વિષે હાસ્યરસમાં નાટકરૂપી નિબંધ, "બુદ્ધિપ્રકાશ" જેવડાં ૫૦ પૃષ્ઠનો પાંચ મહિનાની મુદતમાં લખી મોકલશે, તેમાં સાથી સરસ નિબંધ લખનારને કચ્છ–માંડવીના ઠક્કર ગોવિંદજી ધર્મશીની તરફનું રૂ. ૧૦૦) નું ઇનામ આપવામાં આવશે." તે જાહેરખબર ઉપરથી આ નાટક મેં રચીને મોકલ્યું.

વાર્તારૂપે કે સંવાદરૂપે નિબંધ લખેલો હોય, તે કરતાં નાટકરૂપી નિબંધથી, તથા તેજ નાટક કરી દેખાડવાથી, માણસના મનમાં વધારે અસર થાય છે; જેમકે ચહેરાપત્રક ઉપરથી કોઇ માણસની આકૃતિનું જેટલું જ્ઞાન થાય તે કરતાં ફોટોગ્રાફી છબી જોવાથી તેના ચહેરાનું વધારે જ્ઞાન થાય છે; તેમજ નાટક છે–તે ફોટોગ્રાફી–છબી જેવું છે.

મિથ્યાભિમાનીના અવગુણ દેખાડવામાં હાસ્યરસ જ જોઇએ, માટે નિબંધ રચાવનાર ગૃહસ્થે યોગ્ય રસ પસંદ કર્યો છે. મેં સાંભળ્યું છે કે તે ગૃહસ્થ કચ્છના મોટા સંઘ સાથે ગોકુળ, મથુરા, કાશી વગેરેની

જાત્રા કરવા ગયા હતા. તે સંઘમાં તથા તીર્થક્ષેત્રોમાં ધન, વિદ્યા, અને ધર્મના મિથ્યાભિમાનીઓ તેમના જોવામાં ઘણા આવ્યા, તેથી વળતાં તેમણે ધાર્યું કે અમદાવાદમાં જઇને મિથ્યાભિમાનીઓને શિખામણ લાગે એવું એક મશ્કરીભરેલું નાટક સારા વિદ્વાન પાસે ઇનામ આપીને રચાવવું, કે જેથી લોકોનું ભલું થાય.

પછી તેમણે અમદાવાદમાં આવીને એક વિદ્વાનને કહ્યું કે તમેજ સૌથી સરસ પુસ્તક રચી શકશો એવી મારી ખાત્રી છે, માટે આ ઇનામ લઇને રચી આપો. પછી તે વિદ્વાને તેમને સલાહ આપી કે સોસાઇટીની મારફતે જાહેર ખબર છપાવશો તો મુંબાઇ, સુરત વગેરે હરકોઇ ઠેકાણેથી સરસ નાટક લખાઇ આવશે. આ ઉપરથી તેમણે તેમ કર્યું.

આપણા દેશના ભવાયા લોકો નાટક કરે છે. તેમાં બીભત્સ શબ્દો બોલે છે, તેથી તે સારાં માણસોને જોવા લાયક નથી, માટે સુધરેલાં નાટકનાં પુસ્તકોની ગુજરાતી ભાષામાં ઘણી જરૂર છે.

સંસ્કૃત તથા વ્રજભાષાના સાહિત્યના ગ્રંથોમાં નાટકનાં દશ રૂપક કહ્યાં છે:—

**श्लोक.**

१   २   ३   ४   ५

**नाटकं सप्रकरणं, भाणः प्रहसनं डिमः**

६   ७   ८   ९   १०

**व्यायोगसमवाकारौ वीथ्यंकेहामृगा दश ॥ १ ॥**

**અર્થ**—નાટક, પ્રકરણ, ભાણ, પ્રહસન, ડિમ, વ્યાયોગ, સમવાકાર, વીથી, અંક, અને ઇહામૃગ, એ દશ. તેમાંનું આ નાટકનું રૂપક **प्रहसन** છે. કહ્યું છે કે "**प्रहसने कल्प्यमितिवृत्तं, पाषंडप्रभृतयो नायका हास्यरस, प्रधानं।**"

**અર્થ**—પ્રહસનમાં કલ્પિત વાર્તા, પાખંડી વગેરે પાત્રો, અને હાસ્યરસ મુખ્ય હોય.

હવે હાસ્યરસનું લક્ષણ લખું છું. સ્થાયીભાવ, વિભાવ, અનુભાવ, અને સાત્ત્વિકભાવ, એ ચાર વાનાં હોય ત્યારેજ હરેક રસ સંપૂર્ણ થાય છે. જેમ દંપતિની રતિ, તે શૃંગારરસનો સ્થાયીભાવ છે, તેમ હસવા લાયક પ્રકૃતિ તે હાસ્યરસનો સ્થાયીભાવ છે; અને હસવા જેવી સ્વનિષ્ઠ કે પરનિષ્ઠ એટલે પોતાનામાં કે બીજામાં ચંચળતા, નિર્લજ્જતા, વિકૃત વેષ, વિકૃત વાણી, મિથ્યા પ્રલપન, વ્યંગદર્શન, મૂઢતા, દૂષણકથન તથા છળકરણ એટલાં વાનાં હાસ્યરસના વિભાવ છે. રસની ઉત્પત્તિનાં કારણો તે વિભાવ કહેવાય.

ઓઠ, નાક કે કપાળ ચળે, અથવા દષ્ટિ કે માથું ઉંચું નીચું થાય તે હાસ્યરસના અનુભાવ છે, અને

## श्लोक.

**स्तंभः प्रलयरोमांचौ, स्वेदो वैवर्ण्यवेपथूः ।**
**अश्रुवैस्वयमित्यष्टौ सात्त्विकाः परिकीर्तिताः ॥ २ ॥**

**અર્થ**—અક્કડ થઇ જાય, લીન થઇ જાય, રૂવાંટાં ઉભાં થાય, પરસેવો વળે, ડોળ ફરી જાય, ધ્રૂજ છૂટે, આંસુ પડે, અને સ્વર ભંગ થાય, એ આઠ સાત્ત્વિક ભાવ કહેવાય.

હાસ્યરસ ચાર પ્રકારનો છે. નેત્ર કપોળ વિકસે, અને લગાર દાંત દેખાય, તે "**हसितं**" નામે હાસ્ય; અને તે ઉત્તમ છે.

નેત્ર કપોળ સંકોચાય, મધુર શબ્દ થાય, અને બધા દાંત દેખાય, તે "**विहसित**" નામે હાસ્ય તે મધ્યમ છે.

ઊંચે સ્વરે ખડખડ હસે, ડોક વાંકી થઇ જાય, કેડ લચકાય અને હાથ સંકોચાય, તે "**अतिहसितं.**"

હસીને બોલે, પડી જાય, આંસુ આવે, માથું ધુણે, તાળી દે, તે "**उपहसितं.**" એ છેલ્લા બે પ્રકાર અધમ છે. વળી ઉત્તમ, મધ્યમ, અને અધમ જાતનાં માણસોના ઉપર લખેલા દરેકના ચચ્ચાર ભેદ ગણતાં હાસ્યના બાર ભેદ થાય છે.

હાસ્યમાં બીભત્સનો ભાવ મિશ્રિત હોય તે "**हास्यरसाभास**" કહેવાય. એ સર્વે પ્રકારના ભેદ આ નાટકમાં છે. જે બીભત્સક્રિયાં કરીને, કે બીભત્સ બોલીને, એટલે ગાળ દઇને, ટુંકારા કરીને લોકોને હસાવે, તે વખાણવા યોગ્ય હાસ્યરસ નહિ, પણ હાસ્યરસાભાસ કહેવાય; અને હાસ્યરસના વખતની દૃષ્ટિનું નામ હૃષ્ટા કહે છે.

આ અષ્ટાંકી નાટકમાં મુખ્ય તો મિથ્યાદૃષ્ટિ અભિમાનનો ચિતાર આપેલો છે; પણ તેમાં મિથ્યા ધનાભિમાન, લેખકગુણાભિમાન, ધર્માભિમાન, વિદ્યાભિમાન, યૌવનાભિમાન, કુલાભિમાન, રૂપાભિમાન અને મિથ્યાજ્ઞાનાભિમાન આદિકના દાખલા પણ આપેલા છે.

મારા લખવામાં ભૂલ આવેજ નહિ, એવું મિથ્યાભિમાન હું રાખતો નથી, માટે ભૂલચૂકની વિદ્વાનો પાસે માફી માગું છું.

હાસ્યરસના નાટકમાં પાત્રો એવાં જોઇએ કે પોતપોતાના ગુણને મળતો પોશાક, તેવી વાણી અને વાકય બોલતાં અંગના ચાળા પણ તેવાજ કરી જાણે, કે જેથી જોનારાઓને હાસ્યરસ ઉપજે, અને પોતે તો દાંત દેખાડે નહિ. જ્યાં પાત્રોને હસવાનું લખ્યું હોય ત્યાંજ હસે.

રસગ્રંથમાં હાસ્યરસનો રંગ શ્વેત, અને દેવ, કુબેરભંડારી લખ્યો છે. મિથ્યાભિમાન મોટો દુર્ગુણ છે, તેનો નાશ કરવા સારૂ જે ગૃહસ્થે આ પુસ્તક રચાવ્યું, તેનો ઉપકાર સર્વે લોકોએ માનવો જોઇએ. હરેક માણસ સર્વે પ્રકારનું જ્ઞાન મેળવી શકે નહિ, એવો ઈશ્વરી નિયમ છતાં, કેટલાક લોકો સુંઠનો ગાંગડો મળવાથી ગાંધી થઈ બેસે છે, તે મિથ્યાભિમાની કહેવાય. સોનીથી દરજીનું કામ થઈ શકે નહિ, અને સોયનું કામ તરવારથી થઇ શકે નહિ. તેમજ મોટા વિદ્વાનોએ સર્વે કળા જાણવાનું અભિમાન રાખવું નહિ; કમકે જેનું કામ જેથી થાય. કહ્યું છે કે—

* **शैलछंद.**

**सदा सोयनुं सोयथी काम थाय,**
**+कृपाणे कहो के करी शुं शकाय ?**
**करी शुं शके आंखनुं काम कान ?**
**धरे मानवी मूर्ख मिथ्याभिमान.**

જેમ નાટકમાં કહેલો જીવરામભટ્ટ અનુષ્ટાન કરવાને બહાને રોજ રાતે ઘરમાં પેસીને સુઈ રહે છે, તેવીજ રીતે આ વખતના મિથ્યા-ધર્માભિમાનીઓ ઉપરથી લોકોને ધર્મનો ઢોંગ બતાવે છે, અને અંદર-ખાને પોલેપોલું રાખે છે. આજના પંડિતો વિષે કહ્યું છે કે—

**अंतः शाक्ता बहिः शैवाः सभामध्येतु वैष्णवाः ॥**

**અર્થ**—છાને ખૂણે વામ માર્ગ પાળે, લોકો દેખતાં શિવની પૂજા કરે, અને સભામાં ભાગવતની કથા વાંચવા જાય ત્યાં વૈષ્ણવનો

---

* બેતની ઢબે બોલાય. + તરવારે.

દ્વેષ રાખે છે; ને વાદ વદવામાં જીવરામભટ્ટના જેવા વાચાળ હોય છે. તેમજ મિથ્યાધનાભિમાનીઓ, અને મિથ્યાવિદ્યાભિમાનીઓ પણ જીવરામભટ્ટની પેઠે ખાલી ઢોંગ કરીને લોકોને જણાવે છે કે, અમે ધનવાન છીએ, અમે વિદ્વાન છીએ. પણ તે સર્વેએ સમજવું કે છેલ્લીવારે જીવરામભટ્ટની ફજેતી થઇ, તેવીજ ફજેતી હરેક પ્રકારના મિથ્યાભિમાનીની થયા વિના રહેતી નથી. માટે આગળથીજ સમજીને મિથ્યાભિમાન રાખવું નહિ. સુપાત્ર માણસ જેમ જેમ ગુણ મેળવતો જાય, તેમ તેમ નમ્રતા વધારે રાખતો જાય, અને હલકાં માણસોજ છકી જાય છે.

---

## ઠક્કર ગોવિંદજી ધર્મશીનો પત્ર.

કચ્છ—માંડવી. તા. ૮ મી. નવમ્બર સને ૧૮૭૦.

મુવકર, મહેરબાન એમ. એચ. સ્કોટ સાહેબ,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સેક્રેટરી,
**અમદાવાદ.**

આપનો કાગળ ચાલતા માસની તા. ૨ જીનો લખેલો આવ્યો તેની પહોંચ કબૂલ કરતાં જણાવવાની રજા લઉ છું કે મારા તરફ પાંચ નિબંધ આવ્યા, તેમાંથી " ભૂંગળ વિનાની ભવાઇ. " એ નિશાનીવાળું નાટક મને પસંદ પડયું, તે આપને લખી જાહેર કર્યું. તેનાં જુજ પાનાં વાંચતાંજ મને એમ જણાયું કે આ કોઇ વિદ્વાનનું લખાણ છે અને જેમ જેમ આગળ વાંચતો ગયો, તેમ તેમ મારા વિચારોને મજબુતી મળતી ગઇ. તેમાં જ્યારે પાને ૪૪ મે જરાવસ્થા વિષે દ્વિઅર્થી છપય વાંચ્યો ત્યારે નિશ્ચય થયો કે આ રચના કોઇ તેજસ્વી કવિના મગજમાંથી ચમકી નીકળી છે. કેમકે થોડાં વર્ષો ઉપર અહીંના માસ્તર

ચતુર્ભૂજ શિવજીએ મને સરસ કવિતા રચના વિષે એક પોતાનું જોડેલ કવિત વંચાવ્યું હતું. તે એ કે,

### કવિત—મનહર.

**ક**વિ કૈયે તેજ જેના કથનની છબિ જાણે,
ર**વિ**ના પ્રકાશ પેર હણે અંધકારને;
નીર**દ**થી નીર ઝરે, વીર હાથ તીર ખરે,
ભેદે દિ**લ** ભૂમિ એવા શોધે શબ્દસારને;
સ્વદેશનું **પ**રમેશ પાસે હિત માગે સદા,
વાણી છે શિક્ષિ**ત** અને પ્યારી નર નારને;
ગાયે અહોનિશ **રા**મ, સત્ય જે સુંદરશ્યામ,
ચતુર કરે પ્રણા**મ** કાવ્ય કરનારને.

( એની પહેલી લીટીનો પહેલો, બીજીનો બીજો, એમ ચઢતો અક્ષર લેતાં કવિ દલપતરામનું નામ નીકળે છે ) એ મુજબ આ આખા નિબંધમાં આદ્યંત એ પ્રકારનીજ છુટક કવિતા મારા જોવામાં આવતાં મને તે નાટક દુરસ્ત લાગ્યું.

વિશેષ, સોસાઇટીએ પણ મારૂં પસંદ કરેલ નાટક બહાલ કર્યું અને વળી કવીશ્વર દલપતરામની કલમથી લખાયેલ છે, એવું આપે જણાવ્યું; તો હવે તે રસયુક્ત હોય તેમાં હું કાંઇ આશ્ચર્ય સમજતો નથી. એ નાટકનો પ્રથમ છપાવ્યાનો હક્ક મેં આગળ લખ્યો છે તેમ તેના રચનારનેજ આપશો, અને રૂ. ૧૦૦ ) તેની હકદારીથી ઈનામ આપી બીજા રૂ. ૫૦) ની હુંડી મેં આ સાથે બીડી છે, તેમાં લખ્યા રૂપિયા કવીશ્વર દલપતરામને શાલના કરીને આપશો, તથા જણાવશો

કે, નાની રકમ ઉપર જરા પણ નજર ન પહોંચાડતાં એ નાટકના ગુણોથી મારા મોહની નિશાની તરીકે તે અંગીકાર કરશો.

તે સારા કાગળ તથા સફાઇથી તરત છપાવવા વાજબી ભાસે તો તજવીજ કરાવશો, અને તે છપાઈ બહાર પડે ત્યારે મારે માટે નકલ ૫૦ મોકલશો. તેની કીમત હું આપીશ, એજ વિનંતી.

લી.

ઠક્કર ગોવિંદજી વિ. ધરમશીની

સલામ.

# રંગભૂમિવ્યવસ્થા.

મુંબાઇ જેવા શહેરમાં નાટકનો ખેલ કરવાની નાટકશાળા હોય, તેમાં તો સર્વે પ્રકારની સગવડ હોય છે; પણ જ્યાં નાટકશાળા ન હોય ત્યાં આ નીચે લખ્યા પ્રમાણે રંગભૂમિની ગોઠવણ કરવી.

સાહેબ લોકોને ત્યાં લાકડાના ચોકડાં સાથે જડેલા પડદા હોય છે, એવો એક પડદો રંગભૂમિમાં એક તરફ મૂકવો, અથવા ભોંયમાં બે વળીયો ખોસીને ચાર પાંચ હાથ પહોળો, અને છ હાથ ઉંચો એવો એક પડદો કે કનાત ઉભી કરી મૂકવી. પાત્રો રંગભૂમિમાં પ્રવેશ કરે, તે એ પડદા પાછળથી નીકળી આવે, અને એજ રસ્તે પાછાં જાય. કોઇ સમે એવો પ્રસંગ આવે, ઘરમાં જવાનું કે રસોડામાંથી કાંઇ લઇ આવવાનું લખ્યું હોય, ત્યાં ઉપલા પડદા પાછળ જઇ આવીને કહે કે હું ઘરમાં જઇ આવ્યો.

એ પડદા તરફ ખેલ જોનારા લોકોને બેસવા દેવા નહિ: કારણ કે તે રંગભૂમિનો દરવાજો છે, એમ જાણવું.

બીજો મોટો પડદો અદ્ધર લટકાવેલો કે કનાત, અથવા છૂટો પડદો એવો જોઇએ કે નાટકનો અંક પૂરો થતાં જયાં લખ્યું હોય કે પડદો પડયો, તે સમે પાત્રને બોલવાનો છેલ્લો શબ્દ પૂરો થતાં ઝડપથી તે પડદો પડે, તેથી સઘળાં પાત્રો અદર્શ થઈ જાય; ફક્ત સૂત્રધાર અને ગાનારા સભાસદોની નજરે પડે, એમ રંગભૂમિની તૃતીયાંસ જગા તે પડદાથી અદર્શ થવી જોઇએ. તેની પાછળ નવા અંકનાં પાત્રોની ગોઠવણી થયા પછી, ઝડપથી તે પડદો ઉઘડે ખેલમાં જંગલનું સ્થળ કલ્પવું હોય, ત્યારે ઝાડનાં ડાળાં કે મોટાં ઝાડોનાં ચિત્રોવાળો પડદો ગોઠવવો; અને સમુદ્ર સ્થળ કલ્પવું હોય તો તેવાં ચિત્રવાળો પડદો ગોઠવવો જોઇએ. જોનારા પુરૂષો અને સ્ત્રીઓને બેસવાની જૂદી જગાની હદ નક્કી કરી રાખવી.

## उपस्कर.

આ નાટકનો ખેલ કરતાં આટલો સામાન જોઇએ. ચાર વૃદ્ધ અને પાંચ જુવાન, એ રીતે સૂત્રધાર સુદ્ધાં નવ જણ ખેલાડી, અને નરઘાં સારંગી સાથે ગાનારા ત્રણ મળી કુલ બાર જણા હોય ત્યારે આ નાટક કરી શકે.

| | |
|---|---|
| બ્રાહ્મણના પોશાક............૪ | ખાટલો....................૧ |
| દફતરો....................૨ | સ્ત્રીઓના પોશાક...........૩ |
| પાટલા....................૨ | દવાતો....................૨ |
| કાળા કાંબળાવાળા ભરવાડના પોશાક..............૨ | વાટવો....................૧ |

થાળીઓ ..................૨
હળદરનો ગાંગડો............૧
સાદા સિપાઇનો પોશાક......૧
લોટા......................૨
મુત્સદીના પોશાક............૨
પવાલાં......................૨
*પાડીનો વેષ...............૧
નવું હાલ્લું.................૧
દોરી, પાણી સીંચવાની......૧
બ્રાહ્મણનો ખડિયો..........૧
ટુંકાં પોતિયાં...............૨
વળગણી .....................૧
બતક.........................૧

પોલીસના સિપાઈઓના પોશાક ૨
વાડકા.......................૨
તુળશી કે ફૂલ...............
ઝાડવાળું કુંડું..............૧
લાકડીઓ...................૩
ઘી પીરસવાની વાઢી.........૧
તુંબડું.......................૧
રંગલાનો પોશાક............૧
જૂનું હાંલ્લું.................૧
ટીપણું .......................૧
જમવા પહેરવાના અબોટિયાં...૨
જૂની પાઘડી................૨
દર્ભની જુડી................૧

જે ગામમાં આ નાટકનો ખેલ કરવો હોય તે ગામના રાજાનું નામ, દફતરદાર, ફોજદાર અથવા દિવાનનું નામ, નગરશેઠનું, નામીચા નાણાવટીનું, શાસ્ત્રીનું અને વૈદ્ય મહારાજનું નામ પૂછી રાખવું. જ્યાં તેઓના નામનો ખપ પડે ત્યાં લેવાં. પાત્રોમાં તેનાં નામ ધરાવવાં નહિ.

---

* કાળો, કાંબળો, પુંછડું, કાગળનું બનાવેલું પાડીનું મોં, શીંગડાં સુદ્ધાં.

# सूत्रधार कृत्य.

મંડળીનો ઉપરી, વૃદ્ધ અને જેનો ભારબોજ પડે એવો સૂત્રધાર જોઇએ. તેને વિચિત્ર વેષ ધરવાની જરૂર નથી, સાદો વેષ જોઇએ, પ્રથમ તેણે રંગભૂમિમાં જઇને મંગળાચરણ કરવું તથા નાટકનો સાર સૂચના રૂપે કહી સંભળાવવો. પછી નાટકના અંત સુધી રંગભૂમિમાં રહેવું, ને સભા તરફ તથા પાત્રો તરફ સંભાળ રાખવી. પાત્રોને ઝટ દાખલ કરવાં, ગાનારને વખતે ગાવાની સૂચના કરવી, તથા જોનારાઓમાં કોઈ કાંઇ ગરબડ કરતું હોય, તો તેનો બંદોબસ્ત કરવાનું સૂત્રધારનું કામ છે. પાત્રને કે ગાનારને ઈશારતથી સૂચના કરે, તે સભાસદોને ખબર પડવા દે નહિ. ખેલથી સભાસદોને કેવી અસર થાય છે, તે પોતાના ધ્યાનમાં રાખે. કોઈ વખાણે કે વખોડે, તે કાન ધરીને સાંભળી લે. છેલ્લી વારે નાટક સમાપ્તિ વિષે ભાષણ કરે, અને તેમાંથી જે જે શિખામણ લેવાની હોય તે સમજાવે.

આ નાટકમાં જેટલા છંદો છે તે શ્રાવ્યકાવ્ય છે, અને ગદ્ય છે તે દ્રશ્યકાવ્ય છે, એમ જાણવું.

# પૂર્વરંગ.

( એટલે પાત્ર આવ્યા પહેલાં ગાનારા ગાય છે તે. )

---

## રાગ બિહાગ.

" બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ– "
એ રાગનું પદ છે.

મેલ મિથ્યા અભિમાન, મનવા મેલ મિથ્યા અભિમાન;
મન મિથ્યા અભિમાન ધરે તે, નર કહીએ નાદાન, મનવા૦—ટેક.
મિથ્યાભિમાને માન મળે નહિ, ગણે ન કોઇ ગુણવાન;
ઉલટું અધિક અપમાન મળે તે, જરૂર ઉપજે જાન—મ૦ ૧
મિથ્યાભિમાન તે દુઃખનુંજ મંદિર, સુખનું નથી રે સંસ્થાન;
નથિ નથિ રે તેમાં સ્વાદ કે શુભ ફળ, નથિરે ધનનું નિધાન—મ૦ ૨
માટે તું મિથ્યા માન મૂકીને, કર ગોવિંદગુણ ગાન;
તત્ત્વ વિચારી તારા હિતનું કહું તે, કથન ધરી લે કાન—મ૦ ૩
નમ્રપણા રૂપી નિર્મળ જળમાં, સ્નેહ સહિત કર સ્નાન;
તેના પ્રતાપથી તારા અંતરમાં, પ્રભુની પડશે પિછાન—મ૦ ૪
મિથ્યાભિમાનનું મૂરખ થઇને, તું નવ રાખીશ તાન;
મિથ્યાભિમાનથી મહા પ્રભુ તને, દેશે નહિ સુખદાન—મ૦ ૫
માન મૂકીને માન કહ્યું તો, ધર હરિપદનું ધ્યાન;
સારમાં સાર તો તેથી નથી બીજું, સંસારમાં તે સમાન—મ૦ ૬

માન રૂપી વિષપાન તજીને, કર પ્રભુગુણ પયપાન;
મિથ્યાભિમાનમાં મોહિત થઇને, તું ન કરીશ તોફાન—મ૦ ૭
નમ્રપણા પર નિશદિન તારૂં, કર તન ધન કુરબાન;
ભોળપણાથકી ભ્રમિત થઇને, ભૂલીશ નહિ કદિ ભાન—મ૦ ૮
નમ્રપણા થકી નાથ રિઝે એમ, કહે છે પુરાણ કુરાન;
મિથ્યાભિમાન તો મહાભયંકર, સળગતું છે સમશાન—મ૦ ૯
મિથ્યાભિમાનિના મનમાં ભલે કદી, ગમે તેવું હોય જ્ઞાન;
તોપણ તેને તૃણનીજ તુલ્યે, જાણે છે સકળ જહાન—મ૦ ૧૦
મિથ્યાભિમાનનું મૂળમાંથી કદી, થાય ખેદાન મેદાન;
દશમુખ દુરજોધન, આદિકનું, સૃષ્ટિમાં ન રહ્યું સંતાન—મ૦ ૧૧
નમ્રપણામાં નિત્ય રહે નર, મનાય એજ મહાન;
નમ્રપણા થકી નિભર્ય ખદનો, જગપતિ થાય જમાન—મ૦ ૧૨
મિથ્યાભિમાનથી મુઆ કમોતે, ખાનખાનાં સુલતાન;
મિથ્યાભિમાની માણુસ મનમાં, હઠ ધરી થાય હેરાન—મ૦ ૧૩
મિથ્યાભિમાન તો મુઆ પછી પણ, નરકનું જાણ નિશાન;
જુના ગ્રંથોમાં જુઓ તપાસીને, અનેક છે આખ્યાન—મ૦ ૧૪

---

(આ નાટકમાં જ્યારે જ્યારે ફુરસદ મળે ત્યારે ઉપલા પદમાંની બે ચાર લીટીઓ ગાવી. અંક પૂરા થતાં ગાવાનું સાત વાર આવશે, માટે દરએક પ્રસંગે બબ્બે ચરણ ગાઇને ૧૪ ચરણ પૂરાં કરવાં.)

# मिथ्याभिमान नाटक. ( अष्टांकी )

## अंक १ लो.

પાત્ર—એટલે ખેલાડી.

१. સૂત્રધાર—નાયક. २. વિદૂષક—રંગલો.
३. જીવરામભટ્ટ—રતાંધળો. ४. બીજલ—ભરવાડ.
५. પાંચો—ભરવાડ, તેની સાથે પાડી.

---

સ્થળ—વગડો.

નાન્દી—મંગળાચરણ.

**સૂત્રધાર** ( આવીને )—ગૃહસ્થો, આ ઠેકાણે આજ મિથ્યાભિમાન વિષે હાસ્યરસમાં સુંદર નાટક થવાનું છે. તેમાં કશું વિઘ્ન નડે નહિ એટલા સારૂ વિઘ્નહર્તા દેવના સ્મરણ રૂપી મંગળાચરણ હું કરૂં છું, તે સહુ સાવધાન થઈને સાંભળો.

स्रग्धरा वृत्त.

**संभारुं स्नेहभावे, सकळ परगणे, सर्वदा सिद्धिदाता,**
**विद्यावाणीविलासी, बिरदधर वळी, विघ्नहर्त्ताविधाता,**
**सर्वेना एक स्वामी, सुखद मुज शिरे, हेतथी हाथ धारो,**
**नाटयारंभे नवीन, *त्रिगुणपति तमे, विघ्न सर्वे निवारो.**

---

* મંગળાચરણમા ગણપતિનું સ્મરણ કરવાનો ચાલ છતાં **सकल परगणे सिद्धिदाता विघ्नहर्ता** ઇત્યાદિ વિશેષણોથી ગણપતિને બદલે

( એ સાંભળી સભામાં મર્મજ્ઞ હતા તેઓને લગાર હસવું આવ્યું. )

**उपजाति वृत्त.**

**विचित्र देखाव विचित्र वाणी,**
**विचित्र पोषाक विचित्र प्राणी;**
**विचित्र आ नाटक विश्व नाम,**
**पेदा कर्युं ते प्रभुने प्रणाम.**

---

# *सूचिपत्र-सूचना.

---

આ અષ્ટાંકી મિથ્યાભિમાન નાટકના પહેલા અંકમાં રતાંધળો જીવરામભટ્ટ તથા એ ભરવાડો આવશે. બીજા અંકમાં જીવરામભટ્ટનો સસરો રઘનાથભટ્ટ, સાળો સોમનાથ, સાસુ દેવબાઈ, અને જીવરામભટ્ટની વહુ જમનાં તથા તેની બ્હેનપણી ગંગા આવશે. ત્રીજા અંકમાં જીવરામભટ્ટને ખોળવા સારૂ તેનો સસરો ને સાળો જશે. ચોથામાં જીવ-

---

**त्रिगुणपति** પરમેશ્વરનું સ્મરણ કર્યું તે એવી રીતે કે કોઇ અજાણ્યો જાણે કે ગણપતિનું સ્મરણ કરે છે.

તે વિશેષણોમાં એવો છળ છે માટે **छलजनित हसित** નામે હાસ્યરસ થયો. હાસ્યરસના નાટકમાં ઘણું કરીને હરેક વાક્યથી ને હરેક ક્રિયાથી સભાસદોને હસવું આવે, માટે તે વારે વારે લખી જણાવવાની જરૂર નથી.

* નાયકે સૂચના સંભળાવવી; તથા કાગળોમાં છપાવેલી સભામાં વહેંચવાનો ચાલ પણ છે, તેથી સૌ જાણે કે આટલું થયું, ને આટલું થવાનું બાકી છે.

રામભટ્ટ ને તેનાં સાસરિયાંનો મેળાપ થશે. પાચમામાં એક ફારસ કરી બતાવવા વાઘજી રજપૂત ને કુતુબમિયાં કુસ્તી કરશે. છઠ્ઠામાં રઘનાથભટ્ટના ઘરમાંથી ચોર પકડાશે. સાતમામાં ફોજદારી કોર્ટ આવશે. ને આઠમામાં જીવરામભટ્ટનું વૈદું કરવા એક વૈદ આવશે. પાંચ કલાક સુધો આ નાટક ચાલશે. અમુક વખતે આરંભ થશે, અને અમુક અમુક વખતે પૂરૂં થશે. (ઘણું કરીને રાતના ૮ વાગતાં આરંભ અને બાર ઉપર એક વાગતાં પૂરુ કરવું. )

---

# विष्कंभक.

## પ્રવેશ ૧ લો

### સ્થળ—વગડો.

રંગલો અને સૂત્રધાર.

---

**રંગલો** ( નાચતો નાચતો આવે છે. )

ગાનારા—( ગાય છે ) તતથેઇ, તતથેઈ, તતથેઇયા (૪ વાર )

રંગલો—તાથેઇ, તાથેઈ, તાતાથેઈ ભલા. ( ઉભો રહે છે. )

**સૂત્રધાર**—અરે તું કોણ છે ? પગે ઘુઘરા, માથે મોરનાં પીછાં અને લીમડાનાં પુંખડાં ખોસ્યાં છે. તું તે આ જંગલનું જનાવર છે કે માણુસ છે ?

રંગલો—માણુસમાં માણુસ થાય, અને જનાવરમાં જનાવર થાય ?

**સૂત્ર૦**—માણુસમાં માણુસ ને જનાવરમાં જનાવર શી રીતે થાય ?

**રંગલો**—કહ્યું છે કેઃ—

### इंद्रवज्रा वृत्त.

**सारे प्रसंगे जन थाय सारा, नीचा प्रसंगे निपजे नठारा;**
**जो जै वसे वास जनावरोमां, तो थाय तेवा गुण ते नरोमां.**

હવે હું તમારી સોબતમાં આવ્યો છું, માટે જેવા તમે હશો તેવો હું થવાનો.

**સૂત્ર૦**—તારૂં નામ શું? *ભાભો ×રાજનગર કે રળિયો ગઢવી?

**રંગલો**—અરે સૂત્રધાર, નાયક, મારૂં નામ તો વિદૂષક છે, પણ ગુજરાતમાં મને સઉ રંગલો કહે છે.

**સૂત્ર૦**—તું કોઇ પ્રકારની વિદ્યા જાણે છે કે?

**રંગલો**—હા, હું હાસ્યરસને પુષ્ટિ કરવાની વિદ્યા જાણું છું.

**સૂત્ર૦**—વાહવાહ! ત્યારે તો બહુ સારૂં થયું. આજ આ ઠેકાણે હાસ્યરસમાં નાટક થવાનું છે, માટે તું તેમાં હાસ્યરસની પુષ્ટિ કરોશ?

**રંગલો**—હાજી, એ તો કામ બંદાનુંજ છે. હાસ્ય રસના નાટકમાં તો બંદા વિના ચાલેજ નહિ.

**સૂત્ર૦**— અરે તું એટલી બધી મગરૂરી શા વાસ્તે રાખે છે? વડોદરામાં એવા મશ્કરા છે કે તને તો પગે બાંધીને ઉડે! તું પણ મિથ્યાભિમાની દેખાય છે.

---

* કચ્છમાં એક રાજનગર બ્રાહ્મણ હતો, તેનો પેશાક હસવા જેવો હતો તેથી તેનું નામ પ્રખ્યાત છે.

× અમદાવાદ જીલ્લાના રાણીસરનો ચારણ હતો. તે પ્રખ્યાત મશ્કરો હતો. તેની કહાણીઓ વિલાયતના મશ્કરા બર્થોલ્ડના જેટલી લોકોમાં ચાલે છે.

રંગલો—તમને હજી આજજ ખબર પડી કે ?

સૂત્ર૦—ભાઈ જ્યાં સુધી જેનો સહવાસ થયો ન હોય, ત્યાં સુધી શી ખબર પડે ? કહ્યું છે કે—

### उपजाति वृत्त.

पडयुं नहीं काम वस्या न पासे,
त्यां सुधी सारा सरवे जणाशे,
तारी पठे ज्यां सहवास थाय,
त्यारेज तेना गुण तो जणाय.

રંગલો—ઠીક છે, તમારા ગુણ અમે જાણી લઈશું.

સૂત્ર૦—હવે સાંભળ. પ્રથમ હું આ સુંદર *વનનું વર્ણન કરૂં.

રંગલો—ઠીક છે, કરો.

સૂત્ર૦—

### शार्दूलविक्रीडित वृत्त.

आंबा, आमलि, लीमडा, वड वडा, झुंडे झुक्यां झाड छे,
छत्रोनी छबि छाइ होय छतमां, तेवा उंचा ताड छे,
गायो वृंद हरे फरे, तृण चरे, गोवाळिया गाय छे,
जोतां आ वनने जरूर उरमां, आनंद संधाय छे. ५

* આ ઠેકાણે વનનું વર્ણન કર્યા વિના, પુસ્તકમાં લખ્યું કે સ્થળ વગડો, તેથી કાંઇ ખેલ જોનારા સભાસદોને ખબર પડે નહિ કે આ બનાવ વનનો છે, માટે કલ્પિત વનનું વર્ણન કર્યું.

રંગલો—એ તો ખરૂં, પણ આ કયા દેશનું જંગલ છે ? તેની મને ખબર પડતી નથી.

સૂત્ર૦—સોરઠ દેશનું આ જંગલ છે.

રંગલો—સોરઠ દેશની શી શી વસ્તુ વખણાય છે ?

સૂત્ર૦—સોરઠનાં પાંચ તો રત્ન કહેવાય છે ?

રંગલો—તે કયાં કયાં પાંચ ? કહો.

સૂત્ર૦—સાંભળ—

**श्लोक.**

**सौराष्ट्रे पंचरत्नानि, नदी, नारी, तुरंगमम् ।**
**चतुर्थं सोमनाथश्च, पंचमं हरिदर्शनम् ॥ ६**

અર્થ—ગોમતી વગેરે નદીઓ, સોરઠી સ્ત્રીઓ, કાઠિયાવાડી ઘોડી. સોમનાથ અને દ્વારિકા, એટલાં પાંચવડે સોરઠ દેશ વખણાય છે.

રંગલો—ઇડર જીલ્લામાં પણ પાંચ વાનાં વખણાય છે, તેનો અશ્લોક છે.

સૂત્ર૦—તે કયાં કયાં ?

રંગલો—

**श्लोक.**

**ईडरे पंच रत्नानि, पाणो, पाषाण, पानडां;**
**चतुर्थं गाळिदानं च, पंचमं वस्त्रलोचनं. ७**

સૂત્ર૦—સાબાશ ! હવે મારી ખાતરી થઇ કે તું *હાસ્યરસની પુષ્ટિ કરી શકશે.

* આ વિકૃતવાણીજન્ય ઉપહસિત ભેદ થયો.

**રંગલો**—હવે આ જંગલમાં પ્રથમ કોણ આવનાર છે તે તો કહો ?

**સૂત્ર૦**—પ્રથમ રતાંધળો જીવરામભટ્ટ આવનાર છે, તેની સાથે તું વાતચીત કરજે. કેમકે તે પણ તારા જેવો મિજાજી છે.

**રંગલો**—ઠીક છે, આવવા દો.

## પ્રવેશ ૨ જો.

( * જીવરામભટ્ટ આવે છે. )

( ગાનારા નીચે મુજબ ગાય છે )

" જીવરામભટ્ટ આવ્યા, જોજો ભાઇ જીવરામભટ્ટ આવ્યા,
" લાકડિ કર લાવ્યા, જોજો ભાઈ જીવરામભટ્ટ આવ્યા."

**રંગલો**—તાથેઇ, તાતાથેઈ ભલા.

**જીવ૦**—( ઉભા રહે છે. )

**રંગલો**—કેમ છે, જીવરામભટ્ટ ?

**જીવ૦**—( ડોક વાંકી કરીને ) કોણ એ !

**રંગલો**—જાઓ મારા સાહેબ, નથી ઓળખતા કે શું ?

**જીવ૦**—કાંઇ ઓળખાણ પડી નહિ.

**રંગલો**—આપણે બે નજદીકના સગા છીએ, તોપણ તમે ઓળખતા નથી, એ કેવી વાત છે ?

---

* પરડો, ધોળી દાઢી, ખભે ખડીઓ, તુંબડુ-દોરી, હાથમાં લાકડી, દેખાતો દરિદ્રી, ગાનારાના તાળ પ્રમાણે પગલાં માંડતો વૃદ્ધની પેઠે ચાલતો આવે.

જીવ૦—આ અમારા સસરાના ગામની સીમમાં તે અમારૂં નજદીકનું સગું કોણ છે? શું તું અમારો સાળો છે?

રંગલો—તમારો સાળો તો તમારી વહુનો ભાઇ હોય તે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

## चोबोलां छंद.

**हिंगळानो रंग रातो होय, ने कोयलानो रंग काळो;**
**भोजो भगत एम भणे जे, वहुनो भाइ ते साळो. ८**

તાથેઈ તાથેઇ તાતાથેઈ ભલા.

જીવ૦—ત્યારે તું અમારો સસરો થાય છે?

રંગલો—સસરો તો વહુનો બાપ હોય તે. માટે તમારી વહુને પૂછી જોજો કે હું એનો બાપ છું?

જીવ૦—(ગુસ્સે થઇને) ત્યારે તું અમારો શો સગો થાય છે?

રંગલો—આપણે બે ભાઇઓ છીએ, ભાઇઓ!

જીવ૦—શું અમારો બાપ તેજ તારો બાપ કે?

રંગલો—ના ના, એમ નથી; એથી ઉલટું છે.

જીવ૦—ત્યારે શું મશીઆઇ ભાઈ, મોળાઇ ભાઇ, પીતરાઇ ભાઇ, નાતભાઇ, કે ગામભાઇ? કેવો ભાઇ થાય છે?

રંગલો—અરે! એ તો બધા દૂરના સગા કહેવાય, અને આપણે તો અડીને સગા છીએ.

જીવ૦—અડીને?

રંગલો—હા, અડીને. એક તસુનું પણ છેટું નહિ.

જીવ૦—અડીને સગા તે કેવા?

રંગલો—આપણે બંને "સગા" મિજાજભાઈ છીએ. હવે ઓળખ્યો કે નહિ ?

જીવ૦—મિજાજભાઈ કોને કહેવાય ?

રંગલો—જેઓના મિજાજ મળતા આવે તે મિજાજભાઇ કહેવાય. કદાપિ સગા માના જણ્યા ભાઇઓ હોય, પણ તેઓના મિજાજ મળતા ના આવે, તો લડીને કપાઇ મરે છે. પણ જો પરનાતવાળા સાથે કે પરદેશી સાથે મિજાજ મળતો આવે, તો જીવજાન દોસ્તી બંધાય છે. માટે જગતમાં મિજાજભાઇની સગાઇ જેવી બીજી એકે સગાઇ નથી. કહ્યું છે કે—

शार्दूलविक्रीडित वृत्त.

जोगी जोगिनी पास वास वसशे, भोगीज भोगी कने,
बंधाणी जनने जरूर जगमां बंधाणि साथे बने;
पापी पापि विषेज प्रीत करशे, धर्मिष्ठ धर्मी विषे,
मिथ्या सर्व सगाइ भाइ भवमां, स्वाभावि साची दिसे. ९
मित्रो होय स्वभावमांहि मळता, ते मित्रता आदरे,
साचा संकटमां सहाय करशे, कुर्बान काया करे;
*धीरे धान्य धनादि, धाम, धरणी, हेते हसावे हसे,
एनो मातपिताथकी अधिक तो, विश्वास आवी वसे. १०

જીવ૦—હા, એ તો ખરી વાત છે.

* જુગારી જુગારીને ધારે છે.

રંગલો—હવે તમારે ક્યાં જવાનું છે ?

જીવ૦—અહાહા ! ! આજ તો સાસરે જઇને સાસુના હાથની રસોઈ જમવી છે, અને આડોશીપાડોશીની બાયડીઓ કહેશે કે ( કુદીને હાથના લટકા કરીને ) જીવરામભટ્ટ આવ્યા ! જીવરામભટ્ટ આવ્યા ! વાહ ! સાસરિયાંનું સુખ !

## शार्दूलविक्रीडित वृत्त.

**सौ आपे सनमान, दान, वळि ज्यां, मिष्टान्न मेवा मळे,**
**सासू स्नेह सहीत शब्द उचरे, त्यां ताप त्रैणे टळे;**
**साळानी वहु साळियो, हळिमळी, हेते करे हास्य रे,**
**स्वर्गावास समान सर्व सुख तो संसारमां सासरे. ११**

રંગલો—સાસુ હોંશીલી હશે !

જીવ૦—અરે સાસુએ હોંશીલી જોઇએ, અને આપણામાં પણ કાંઇ રૂપ, રંગ અને ગુણ જોઇએ; ત્યારે સાસુને વહાલા લાગીએ !

રંગલો—રૂપ ને રંગ તો તમારામાં પરજાપતિના હાથી જેવાં છે. વારૂ, આગળ ચાલો. મારે પણ તે ગામ તરફ આવવું છે.

જીવ૦—( આગળ ચાલતાં થોડાંક પગલાં ભરી-મનમાં ) અરે રામ ! આ બે જુદા રસ્તા ફાટયા તેમાં મનસાંપુરીનો રસ્તો કયો હશે ? હવે જો કોઇને પુછીએ તો અજ્ઞાની ઠરીએ.

રંગલો—ભટ્ટ, કેમ ઉભા રહ્યા ?

જીવ૦—આ બે રસ્તા ફાટયા. એક આમ જાય છે, અને એક

આમ જાય છે. તેમાં મનસાપુરીનો રસ્તો કયો હશે? અ-
મારે કયે રસ્તે જવાનું? તે તું જાણતો હોઉં તો કહે
જોઇએ.

રંગલો—તમે રસ્તો ભૂલી ગયાથી પુછો છો કે મારી પરીક્ષા લેવા
પૂછો છો?

જીવ૦—અમે તો કાંઇ રસ્તો ભૂલી ગયા નથી; પણ તું જાણે છે
કે હુંજ ડાહ્યો છું ત્યારે તું રસ્તો જાણતો હોઉં તો કહે
જોઇએ.

રંગલો—તમે નથી ભૂલ્યા ત્યારે તમારે પૂછવાની શી ગરજ છે?
જાઓને એજ રસ્તો.

## इंन्द्रवज्रा वृत्त.

**भीछे न पोते, पण पूछवाथी, लाजे दिले शिष्य गणेवाथी**
**पूछे गुरु थै मनमर्म लेवा, मिथ्याभिमानी नर दंभि एवा.**

જીવ૦—એમાં તું શું કહેતો હતો? આજ રસ્તો છે તો. અમે
ક્યારે અજાણ્યા છીએ?

રંગલો—ઠીક છે *જાઓ. (રંગલો પડદા ઓથે સંતાઈ જાય છે.)

---

* જે ગામમાં કદી કેરીઓ મળેજ નહિ; તે ગામનો એક બ્રાહ્મણ ક્યાંઈકથી કેરીઓ લાવ્યો હતો. રસ કાઢીને પત્થરના વાડકામાં ભર્યો. પછી બાઈને કહ્યું કે આજ તો રસ રોટલી કરવી છે. તે તને ન આવડે તો પડોશણ ગુજરાતની છે તેને પુછીને કરજે. એમ કહીને ગયા પછી, તે બાઈએ પડોશણને પૂછ્યું કે મને રસ રોટલી આવડે તો છે, તોપણ પૂછું છું કે રસમાં લોટ નાખીને તેની રોટલીઓ કરવી, એમજ રસ રોટલી થાય કે

જીવ૦—( આગળ ચાલતાં ) અરે ! આ તો રસ્તો ખેતરાઉ જણાય છે. ચાલ જીવ, પાછા ફરીએ. ( પાછો ફરે છે. ) અરે આતો જાળાં અને કોતરાં આવ્યાં. પેલો રસ્તો પણ હાથથી ગયો. (ત્રણ ચાર વાર આઘો જઇને ) અરે આ ઠેકાણેથી મિજાજભાઇ અને આપણે જુદા પડયા હતા, તે આ જમણે રસ્તે ગયો, અને આપણને તે લુચ્ચે ડાબે રસ્તે ચડાવ્યા. આપણે તેને શિષ્યભાવે પૂછયું નહિ તેથી તેણે અવળો રસ્તો બતાવ્યો. વારુ, આપણે એટલા હેરાન થયા એજ કે કાંઇ બીજું ? પણ વળી બંદા કોઇના શિષ્ય થાય કે ? ( મુછે હાથ નાખે છે. ) ( વળી આગળ ચાલીને વિચાર કરે છે. ) અરે પ્રભુ ! હવે શું કરીશું ? મેં તો જાણ્યું હતું કે દહાડા છતાં સસરાને ઘેર જઇને બેસીશું. પણ ઠગે અવળો રસ્તો બતાવ્યો, તેથી વગડામાં ચાર પાંચ ગાઉ ગોથાં ખાધાં. છેવટે રસ્તો તો જડયો, પણ હવે દહાડો આથમવા આવ્યો, અને ગામ તો હજી દોઢ ગાઉ રહ્યું છે. કોઇ માણસ આટલામાં જણાતું નથી, પેલો મિજાજભાઇ પણ જતો રહ્યો. આજ પૂરી ફજેતી થવાની. હવે કોઇ દહાડો એકલો સાસરે આવું નહિ. કોઈ સાથે હોય તો તેનો હાથ ઝાલીને ચાલ્યા જઇએ તે કોઇ જાણે નહિ. આજ સુધી આપણે એવી હોશિયારીથી આપણું કામ ચલાવ્યું છે કે હજી સુધી જગતમાં

નહિ ? પડોશણે હા કહી. પછી પેલીએ તેમ કર્યું ને પછી પડોશણનો વાંક કાઢયો.

કોઇને ખબર પડી નથી કે જીવરામભટ્ટ રાતે દેખતા નથી, પણ આજ ફજેતી થાય એવું જણાય છે.

---

## પ્રવેશ ૩ જો.

***બીજલ રાયકો**—( પડદામાંથી નીકળીને ખભે ડાંગ લઇને ચાલ્યો ચાલ્યો આવે છે; અને જેમ ભેંસોના ટોળાને બોલાવતો હોય તેમ લાંબો હાથ કરીને બુમો પાડે છે. ) આહે ! ! ! ઉ ઉ ઉ ! ! !

**પાંચો રાયકો**—( સાથે પાડી લઇને પાછળથી આવીને બુમ પાડીને ) એ ! ! ! બીજલ, બીજલ, બીજલ, હે ! ! ! ઉં.

**બીજલ૦**—( પાછું જોઇને ) અલ્યા શું કેસ ? પાંચા શું કેસ ?

**પાંચો૦**—અલ્યા ઉભો રહે તો ખરો. એમ નાહી શું જાય સે ?

**બીજલ૦**—હાલ્ય, બેક ઉતાવલો હાલ્ય.

**પાંચો૦**—( પાસે જઇને ) અલ્યા તારી ભેંહો ચ્યાં સે ?

**બીજલ૦**—એ ઉફરાંટે મારગે થઇને ગામની ભાગોળે પૂગી હશે. તારી ભેંહો ચ્યાં સે ?

**પાંચો૦**—મારી ભેંહો મહાણિઆ માદેવ કને પુગી હશે. અલ્યા ! ઓલ્યો ભરાંમણ આવે સે, તેને ઓળખ્યો કે ?

**બીજલ૦**—ચ્યાં સે ભરામણ ?

**પાંચો૦**—એ ! ! ઓલ્યો વેગળે આવે ! !

---

* કાળો કાંબળો ઓઢેલો, માથે ફાળીયું બાંધેલું, પગની પાનીઓ ભોંયથી લગાર ઉંચી રહે એમ પગના પંજા વડે લાંબા કદમ ભરીને ઉંટની પેઠે ઉનાવળો ચાલનો ભરવાડ આવે.

**બીજલ૦**—હું તો એને ઓળખતો નથી.

**પાંચો૦**—આપણા ગામમાં ઓલ્યો રઘનાથભટ્ટ રસે ને ?

**બીજલ૦**—હા, હા.

**પાંચો૦**—એનો જમાઈ. હવે ઓળખ્યો કે નહિ ?

**બીજલ૦**—ઓલ્યો રતાંધળો જીવરામભટ્ટ કે ?

**પાંચો૦**—હા, એજ જો ! ! એજ, ભલો ઓળખ્યો અલ્યા ! ભલો ઓળખ્યો.

**બીજલ૦**—ને બચારો રાતે તો આંખે મુદલ ભાળી હકતો નથી તારે શી રીતે એના હહરાને ઘરે જઈ હકશે ?

**પાંચો૦**—ઉભો રે, અપણે એનું બાવડું ઝાલીને, એના હહરાને ઘરે પુગાડીએ. ભલા, ભરામણનો દીચરો સે, આપણને ધરમ થાહે.

**બીજલ૦**—રઘનાથભટ્ટે દીચરીનો ભવ બગાડ્યો સે. રૂપરૂપના અવતાર જેવી સે, તીને રતાંધળો વર જોયો સે, એ તો કાગડો દહીંથરૂં લઈ જીઓ.

**પાંચો૦**—રઘનાથભટ્ટ શું કરે ? વધાત્રાના લેખ એવા હશે.

**રંગલો**—( પડદામાંથી નીકળીને ) ખરે ખરો વિધાતાનો જ વાંક છે.

**उपेंद्रवज्रा वृत्त.**

**अरे न कीधां फुल केम आंबे ?**
**कर्या वळी कंटक शा गुलाबे ?**
**सुलोचनाने शिर अंध स्वामी,**
**खरे विधाता तुज कृत्य खामी. १**

પાંચો૦—જીવરામભટ્ટ, પજે લાગું, પજે લાગું.

જીવ૦—આવો રાયકા. આસરવાદ, આસરવાદ.

બીજલ૦—જીવરામભટ્ટ, અતારે અહુરી વેળાના તમે ક્યાંથી આવ્યા ?

જીવ૦—કોણ એ ? બીજું કોણ છે ?

બીજલ૦—એ તો હું. બીજલ, બીજલ.

જીવ—સો ઠીક થયું, ઠીક થયું. અસુરી વેળાનાં કોઈ લુગડાં લઇ જાય, માટે *અમે ફિકર કરતા હતા. અમને રસ્તામાં એક ઠગે ભૂલા પાડયા, તેથી અસુર થઇ ગયું.

બીજલ૦—તમે રાતે દેખતા નથી ! રતાંધળા સો કે ?

પાંચો૦—બોલ માં, બોલ માં. એને રીહ સડશે, તને બોલતાં અવડતું નથી. કહ્યું સે કે—

## दोहरो.

**अंधाने अंधो कहे, वरवुं लागे वेण;**
**धीरे धीरे पूछिये, साथी खोयां नेण !**

જીવ૦—( ગુસ્સે થઇને ) મહારંડના ! તું રતાંધળો ! તારો બાપ રતાંધળો ! તેનો બાપ ! અને તેનો બાપ રતાંધળો હશે. ( પથરો શોધે છે, ને મારવા દોડે છે. )

પાંચો૦—હું ! હું ! હું ! ( હાથ ઝાલે છે. )

જીવ૦—અ યા, તું અમને કોણ કહેનારો ? અમારૂં પર શું જોવું

* અભિમાની પોતાને "હું" એમ કદી કહે નહિ, અમે કહે.

તેવું છે ? અમારા ગામમાં બીજા બધા બ્રાહ્મણો તો પછીથી રખડતા આવીને રહેલા, અને અમારૂં ઘર તો કદા—કદમીનું અસલનું છે. અમે હજાર રૂપૈયા ખરચીને દીકરીઓ સારે સારે ઘેર પરણાવીએ છીએ. અગનોતરા કાળમાં અમારો બાપ મરી ગયો, ત્યારે એક રૂપૈયાનું સવાશેર ઘી મળતું હતું, તોપણ અમે કરજે રૂપૈયા કહાડીને આખું ચોખળું તેડાવીને ત્રણ દહાડા સુધી બ્રાહ્મણોને લાડવા જમાડ્યા હતા. તારા બાપ પછવાડે તેં શું કર્યું હતું ? બોલ ! બતાવ !

**પાંચો૦**—જીવરામભટ્ટ, એમ રીહ સડાવીએ નહિ. મરને કેતો, એના કેવાથી શું થવાનું સે ?

**જીવ૦**—અલ્યા ! અમારો બાપ વર્ષોવર્ષ શ્રાદ્ધ કરતા હતા, તે દહાડે સો સો બ્રાહ્મણોની પંગત થતી હતી. અમે જેવા તેવા નથી.

**બાંજલ૦**—" મારે મુગલ, ને ફુલાય પીંજારા, " તેમ તમારો બાપ પૈસાદાર હતો, તેથી તમે આટલી બધી ફુલ શેની મારો સો ?

**રંગલો**—

## દોહરો.

**लटके उंधे मस्तके, वड डाळे वागोल;**
**मन जाणे में पग वडे, राख्यो खालि खंगोळ.१५**

**જીવ૦**—અરે અમે પણ એના એ છૈએ. બારસેં બારસેં રૂપૈયા ખરચીને ઉંચા કુળમાં દીકરીઓ પરણાવીએ છૈએ.

બીજલ૦—( પાંચાને ) આ ખરી વાત હશે ? એની પાંહે દહ વીહ હજાર રૂપીયાની મૂડી હશે ?

પાંચો૦—એના બોલવા ઉપરથીજ જણાયસે કે કાંઇ નથી. જેની પાંહે ધન કે વધા હોય તે આમ ફુલાય નહિ.

રંગલો૦—

## दोहरो.

जे पामे जन पूर्णता, ते न कदी फूलाय;
पूरो घट छलकाय नहि, अधूरो घट छलकाय. १६

બીજલ૦—ખરેખરો ફુલણજી સે.

રંગલો૦—રતાંધળો !! ( એમ કહીને નાશી જાય છે. )

જીવ૦—ઉભો રહે મહારંડના. નાશી કેમ જાય છે ?

બીજલ૦—તમે ખીજાઓ સો હું કરવા ! હું તો કેતો નથી પણ બીજા લોક કેતાતા કે જીવરામભટ્ટ રાતે દેખતા નથી.

જીવ૦—કોણ કહેતું હતું ?

બીજલ૦—અમારા ગામનો એક ભરામણ કેતોતો.

જીવ૦—એનો બાપ રતાંધળો હશે. અમે તો રાતે લખવા બેશીએ તો ત્રણસેં શ્લોક લખી કહાડીએ છૈએ. જો બીજા કોઇએ અમારે મોઢે કહ્યું હોય તો તેના ઉપર ત્રાંગું ક-રીએ અને માથું ફોડીને તેને લોહી છાંટીએ, પણ તમને શું કરીએ ?

પાંચો૦—રીહ સડાવીએ નૈ, હોય, હાહરીમાં જઇએ, તે કોઇ મહકરી કરે, ટોળ કરે તો મોટું પેટ રાછીએ.

**રંગલો**—સાસરાની શેરીનું કુતરૂં કરડવા આવે; તો હાડે કહીએ નહિ.

**જીવ૦**—તમે અમારા સાસરાના ગોવાળ છો, માટેજ અમે સાંખી રહીએ છૈએ. નહિ તો અમે લગારે સાંખી રહીએ એવા નથી.

**પાંચો૦**—હાલો, એક ઉતાવળા હાલો. અમારી ભેંહો જાતી રહે. હવે રાત પડવા આવી.

**જીવ૦**—રાયકા ભાવો જોઇએ તમારો હાથ જોઉં.

**પાંચો૦**—મારા હાથમાં શું જોહો ?

**બીજલ૦**—મારગ હુજતો નથી, ને ફાફાં મારતો હાલે સે, માટે તારો હાથ ઝાલીને હાલવું હશે.

**જીવ૦**—તમને એવો વહેમ હોય તો અમારે તમારા હાથની કાંઇ ગરજ નથી. અમે તો તેનું નશીબ કેવું છે, તે જોવા સારૂં હાથ દેખાડવાનું કહીએ છૈએ.

**પાંચો૦**—જુઓ જીવરામભટ્ટ મારૂં નશીબ ચેવું સે વારૂ ?

**જીવ૦**—આ અનામિકા, એટલે ત્રીજી આંગળીના ઉપલા વેઢા કરતાં છેલ્લી આંગળી વધારે લાંબી છે. માટે તમે તમારા બાપ કરતાં વધારે સકરમી છો.

**બીજલ૦**—ખરેખરૂં કીધું અલ્યા ! તારા બાપની વખતમાં આટલી ધરાગી તમારે ચાણે હતી ?

**પાંચો૦**—આ ગામની પછવાડે ઘરાં સે, તેના દીવા દેખાણા.

**જીવ૦**—હા, ખરા. કેવા સારા દીવા શોભે છે ! જુઓ.

**બીજલ૦**—જીવરામભટ્ટ, એ બે દીવા તમે દેખો સો કે ? (નાટકના સ્થળમાં નજદીક દેખાતા હોય તેટલા દીવા કહેવા. )

**જીવ૦**—હા. એક આ રહ્યો, ને એક આ રહ્યો. ( બીજી તરફ બતાવે છે )

**પાંચો૦**—એણીમેર દીવા ચાં સે ? દીવા તો આમ દેખાય સે.

**જીવ૦** હા, હા હું પણ એજ તરફ કહું છું તો અને પેલો ત્રીજો દીવો વેગળો દેખાય છે, તે સુદ્ધાં ત્રણ દીવા અમે દેખીએ છૈએ.

**પાંચો**—( દીવા ગણીને ) બે દીવા તો હું દેખું સું, અને ત્રીજો દીવો તો આટલામાં ચાંઇ દેખાતો નથી.

**જીવ૦**—આ તરફ જુઓને. એ, રહ્યો ત્રીજો દીવો.

**રંગલો**—(*હળવે ) તારા બાપનું કપાળ છે, તે તરફ તો ચાલતાં અડવડીઆં ખાય છે, હાથ ઝાલીને ચાલે છે, ને વળી ખાલી ઢોંગ કરે છે.

**બીજલ૦**—હાલ્ય પાંસા, આપણે તો ઝટ ઘરે જઇએ. એ તો અથડાતો અથડાતો આવશે.

**પાંચો૦**—( જીવરામને ) હવે અમે તો ઉતાવળા ઝંટ ઘરે જાહું.

**જીવ૦**—અમારા સસરાની ભેસ કેઈ ? અમને દેખાડો તો ખરા. જોઇએ તમે ચરાવીને કેવી તાજી કરી છે ?

**પાંચો૦**—ભેંહ તો આગળ જઇ, પણ આ તમારા હહરાની પાડી સે તે જુઓ.

---

* રંગલાને હમેશાં જે વાકયનો જવાબ મળવાનો ન હોય, તે વાકય તે આડું જોઈને બોલે.

જીવ૦—ક્યાં છે ક્યાં છે ? ( ફાંફાં મારે છે. )
પાંચો૦—એ આ રહી. જુઓ સે માતેરી ?
જીવ૦—વાહવાહ ! અલ્યા પાડી તો સારી છે હો ! અમારી સાસુએ અમારી સાળીને ધવરાઈને જેવી મસ્તાની કરી છે, તેવી તમે પાડીને કરી છે. ( ઉપર હાથ ફેરવીને પૂછડું પકડીને ચાલે છે. પગ આડાઅવળા પડે છે. )
પાંચો૦—તમારા હાહરાને ઘરે તમને પુગાડીએ ?
જીવ૦—કાંઇ પહોંચાડવાની જરૂર નથી. હવે તમારે ઉતાવળા જવું હોય તો જાઓ. ગામ ઢુંકડું આવ્યું છે માટે હવે કોઇ લૂગડાં લઇ જાય એવી બીક નથી, અને હવે તમારી અમારે લગારે ગરજ નથી.
પાંચો૦—( બીજલને ) મારગને અડખેપડખે ઉંડા ખાડા સે, તેમાં જવાની પાડીને ટેવ સે, માટે તેમાં પડશે તો બચારા ભરામણને વાગશે.
બીજલ૦—ભોગ એના, આપણે શું કરીએ !
રંગલો—

उपजाति वृत्त.

मिथ्याभिमानी सिर दुःख आवे,
कदापि लोको करुणा न लावे;
जो सर्पने कोइ बिलाडी बाझे,
देखी घणा लोक दिले न दाझे. १७

( પાંચો ને બીજલ જાય છે. )

જીવ૦—હવે ઠીક થયું. આ પાડીનું પૂછડું પકડીને ચાલ્યા જઈશું એટલે ઠેઠ સસરાને ઘેર જઈને ઉભા રહીશું; અને વળી કહીશું કે, આ તમારી પાડી વગડામાં જતી રહેતી હતી, તે અમે હાંકી લાવ્યા; નહિ તો તેને કોઈ લઈ જાત કે વાઘ મારી નાંખત.

રંગલો૦—( તેની ચાલ જોઈને ) આંધળો તો આંધળો, પણ વળી લૂલોય દેખાય છે.

જીવ૦—( પાડી ખાડમાં ઉતરતાં પોતે પછડાયા ) અરરર ! કુલો ભાગી ગયો ! હાય ! હાય ! હાય !

રંગલો૦—પડે લૂલો ને ભાગે કુલો, પણ લીધી વાત ન મેલે લૂલો.

જીવ૦—આજ કોઈ નઠારાનું મોં જોયેલું, તેથી હેરાન થયા. પેલા મિજાજભાઈને શિષ્યભાવે રસ્તો પૂછ્યો નહિ, તેથી જરા રાત પડી ગઈ, અને આટલી પીડા ભોગવવી પડી. અરે ! ગોવાળ સાથે ગયા હોત, તોપણ ઠીક હતું. હશે, હવે પાઘડી તો સવારે શોધી કહાડીશું. જે થયું તે ઠીકજ થયું. રાતની રાત અહીંજ સૂઇ રહીશું. દહાડો ઉગશે એટલે તો આપણે સાત પાદશાહના પાદશાહ છૈએ. ( ઊંઘી જાય છે, અને નસકોરાં વગાડે છે. )

( પડદો પડ્યો. )

( પાત્રોની ગોઠવણ થઈને પડદો પાછો ઉઘડે, ત્યાં સુધી ગાનારા પેલું પદ ગાય છે “ મેલ મિથ્યા અભિમાન, મનવા, મેલ મિથ્યા અભિમાન ” ઇત્યાદિ. )

# अंक २ जो.

---

**પાત્ર.**

૧ રંગલો.

૨ **રઘનાથભટ્ટ**—જીવરામભટ્ટનો સસરો.

૩ **દેવબાઇ**—જીવરામભટ્ટની સાસુ.

૪ **સોમનાથ**—જીવરામભટ્ટનો સાળો, ઉમ્મર વર્ષ ૧૭ નો.

૫ **જમના**—જીવરામભટ્ટની વહુ ઉમ્મર વર્ષ ૨૦ ની.

૬ ગંગા—જમનાની બહેનપણી.

૭ પાંચો—ભરવાડ.

સ્થળ—રઘનાથભટ્ટનું ઘર.

( પડદો ઉઘડ્યો. )

( ત્યાં રઘનાથભટ્ટ સહકુટુંબ બેઠા છે, વળગણીએ ટુંકા પનાનાં પોતિયાં, અને ધોતિયું સૂકવેલું છે. તુળસી ક્યારો ને દર્ભની જુડી છે. એકેકું ધોતિયું બાપ દીકરે પહેરેલું, એકેકું અંગવસ્ત્ર ઓઢેલું, ઉઘાડે માથે સોમનાથને વેદ ભણાવે છે. યજુર્વેદના હાથે સ્વર લઈને. )

**રઘનાથ**—धीरान् दुग्ध्यघ्युषद्घ्युषद्

धोरान् ઉઉ, ઉઉઉઉં, અ.

( ત્રણ ચાર વાર કહેવરાવે છે, પણ આવડતું નથી. )

**રઘના૦**—સરત રાખીને ભણ. કોઇ મુસલમાન રસ્તે જતો હશે, તેને કાને વેદનો શબ્દ પડશે તો તે મંત્ર નિષ્ફળ થશે. ( મશાલચીને ) અલ્યા કાનમાં આંગળીઓ ઘાલજે. આ વેદનો મંત્ર સાંભળીશ તો તું કાને બહેરો થઇશ.

**સોમના૦**—બાપા, વાણિયાને કણબીને કે રજપુતને વેદ સંભળાવાય કે નહિ ?

**રઘના૦**—નહિ. એ લોકોને પુરાણોક્ત શ્લોકથી કર્મ કરાવવું. એમના આગળ વેદનો મંત્ર ભણાય નહિ.

**દેવબા૦**—અમસ્તા મિથ્યાભિમાન કરે છે. મનમાની દક્ષણા મળે તો નવાબ સાહેબની આગળ પણ વેદ ભણે, અને હાઉક સાહેબને સોમયાગ* કરાવે એવા છે.

**સોમના૦**—બાપા, આ મંત્રમાં શો અર્થ હશે ?

**રઘના૦**—જા જા રાંડના, વળી વેદના અર્થ તે થાય કે ? વેદનો અર્થ પરમેશ્વર જાણે, કે બ્રહ્મા જાણતા હતા, બીજું કોઇ જગતમાં જાણતુંજ નથી.

બોલ—**સન્ધ્યાં સ્રુદૈં હાહુનાહુનમ્**

**સોમના૦—સંધ્યો** ઉઉઉઉ. બાપા, આ તો બહુ કઠણ છે. માટે આ પડતું મૂકીને શાસ્ત્રી પાસ સંસ્કૃત વ્યાકરણ ભણવા જાઉં ?

* પુનામાં દક્ષણીઓએ કરાવ્યો હતો.

**રઘના૦**—સંસ્કૃત વ્યાકરણ ભણીને આપણે શું કરવું છે ?

**સોમના૦**—પુરાણશાસ્ત્ર ભણીને કથા વાંચવા શીખીશ.

**રઘના૦**—શાસ્ત્રીઓને અને પુરાણીઓને ખરા બ્રાહ્મણોની હારમાં કોણ ગણે છે ? એ તો શૂદ્ર જેવા કહેવાય.

**સોમના૦**—શાસ્ત્રી પુરાણી શૂદ્ર જેવા ગણાય ?

**રઘના૦**—હા. વ્યાકરણશાસ્ત્ર ને પુરાણ તો વેરાગીએ ભણે; પણ અન્ય વરણથી વેદ ભણાશે ? બ્રાહ્મણને તો વેદનો જ અધિકાર છે. પેશ્વાની સભામાં દક્ષણા વહેંચાતી તે વેદિયાને ઉત્તમ, શાસ્ત્રીને મધ્યમ અને પુરાણીને કનિષ્ઠ દક્ષણા અપાતી હતી.

**સોમના૦**—ત્યારે પુરાણની કથા આપણે સાંભળવી કે નહિ ?

**રઘના૦**—અમારા ઘરડા હતા, તે પુરાણની કહાણીઓ વંચાતી હોય, ત્યાં થઇને જવું પડે, તો કાનમાં આંગળીઓ ઘાલીને ચાલ્યા જતા હતા, પુરાણના ગપ્પાંનો શબ્દ કાનમાં પડે તો બ્રાહ્મણનો કાન અપવિત્ર થાય. એ તો શૂદ્રોએ વાંચવા ને સાંભળવા જોઇએ. સુતપુરાણી પણ શૂદ્ર હતો.

હું ? બોલ—**सन्ध्यां सढँ हाहनांहनम्**

**સોમ૦**—**सन्ध्या**ઉઉઉં.

**રઘના૦**—( સોમનાથને મારવા માંડે છે, સોમનાથ રોવા માંડે છે.)

**દેવબા૦**—( હાથનું લટકું કરીને ) મારા છોકરાને મારશો નહિ.

ભણતાં નહિ આવડે તો ચાલ્યું. બ્રાહ્મણનો દીકરો છે તે ભીખ માંગી ખાશે. ભૂખે તો નહિ મરે ?

**રઘના૦**—હું જાણું છું કે તું છોકરાને ભીખ માગતો કરવાની છે.

**દેવબા૦**—ત્યારે તમે ભણી ભણીને ક્યાંના કારભાર કર્યા ? સો સો જણાની આગળ કાલાવાલા કરીને દાન દક્ષણા માગી લાવો છો, તોપણ કાંઇ ઉંચું તો આવ્યું નહિ. પેલો શાસ્ત્રીનો છોકરો ને પુરાણીનો છોકરો અંગ્રેજી ભણીને સરકારની નોકરી કરે છે, તે મહીને મહીને પચાશ રૂપૈયાનો પગાર લાવે છે. મારે તો છોકરાને તમારૂં ભણતર ભણાવવું નથી, કાલથી ઈસ્કોલમાં મૂકવો છે.

**રઘના૦**—મ્લેચ્છની વિદ્યા ભણાવીને મારી સાત પેઢીનું નામ તું બોળવા બેઠી છે ?

**દેબા૦**—આ ભણવું તે રળી ખાવા સારૂ કે બીજું કાંઈ ? ત્યારે જેમાંથી બે રૂપૈયા સુખેથી રળે તે ભણતર ખરૂં. બીજું ભણતર શા કામનું !

---

# પ્રવેશ ૨ જો.

**રંગલો૦**—( આવીને આડું અવળું ચારે તરફ જોઇને ) આટલામાં બ્રાહ્મણનો વાસ કયાં હશે ? અરે જીવ આ તુળસીક્યારો તો દેખાય છે. અને વેગળી શિવની દહેરી પણ છે.

## शार्दूलविक्रीडित वृत्त.

क्यारो तो तुलसी तणो तगतगे, टुंके पने पोतियां,
नेवे तो लटके वळी वलगणी, धोई धर्यां धोतियां;
दीसे दर्भ जुडी, रूडी शिवतणी, देरी पणे पास छे,
ए अंधाणथकीज जाण उरमां, विप्रोतणो वास छे. १८

અરે રઘનાથભટ્ટનું ઘર આ કે ?

રઘના૦—( ઉભા થઈને હાથ લાંબો કરીને, આવો નાટક નટજી.
રંગલો૦—( લાંબે હાથે મળીને )-આવો લાડુભટ્ટજી.
રઘના૦—કેમ છે લાયક લકેવા.
રંગલો૦—ઠીક છે કાકાકઉવા.
રઘના૦—ક્યાંથી આવ્યા તમે ?
રંગલો૦—તમે ત્યાંથી અમે( લાંબો ઓડ કરીને )
રઘના૦—છે સઉ રાજું તાજું ?
રંગલો૦—પંડ રાજે સઉ સાજું.
રઘના૦—કહોને વાત વિસ્તારી.
રંગલો૦—બાંધી મૂઠી સારી. ( મૂઠી બતાવે છે )
રઘના૦—કેટલાં છૈયાં છોરૂં.
રંગલો૦—પાછળ કોરૂં મોરૂં ( પોતાની હથેળીમાં હથેળી ફેરવે છે,
રઘના૦—કાંઈ સંદેશો સારો ?
રંગલો૦—આવે જમાઈ તમારો.
રઘના૦—કેમ આવે છે ચાલી ?

રંગલો૦—પાડીનું પુંછ ઝાલી.

રઘના૦—શા કામે આ વાટે ?

રંગલો૦—વહુને તેડવા માટે,

રઘના૦—આવશે આજની રાતે ?

રંગલો૦—રાતે કે પરભાતે.

રઘના૦—તમે આવ્યા શું રળવા ?

રંગલો૦—આવ્યા તમને મળવા.

રઘના૦—તમ આવે અમ રાજી.

રંગલો૦—અમે પ્રસન્ન થયાજી.

રઘના૦—તમે બ્હસ્પતિ દેવા.

રંગલો૦—તમે ભેંશપતિ જેવા.

સોમના૦—( ઊભો થઇને ) અલ્યા, ભેંશપતિ કોને કહેવાય ?

રંગલો૦—" ભેંશનો પતિ પાડો, હોય શરીરે જાડો, તે ભગરી ભેંશનો લાડો " તેને ભેંશપતિ જેવો કહેવાય.

રઘના૦—નહિ નહિ મૂર્ખા. મહા પંડિત હોય તેને બૃહસ્પતિ જેવો વિદ્વાન કહેવાય.

રંગલો૦—મેં પણ તમને ભેંશપતિ જેવા વિદ્યમાન કહ્યા કે નહિ ?

રઘના૦—( પોતાની સ્ત્રીને ) અલી સાંભળે છે કે ?

દેવબાઈ૦—શું કહો છો, સોમનાથના બાપા ?

રઘના૦—આ જીવરામભટ્ટનો સંદેશો આવ્યો છે. તે જમનાને તેડવા સારૂ એક બે દહડામાં આવનાર છે, માટે લુગડાં ચીથરાં કરવાં હોય તે કરી રાખજો.

**દેવબાઈ**--સાલ્લા, ઘાઘરા અને કાંચળીઓ તો મેં તૈયાર કરી રાખી છે, પણ એક ધૂપેલ પડાવવું છે અને કાજળ પાડવું છે.

**રંગલો**—આથી વળી વધારે કાજળ જમનાના કપાળમાં કેટલું ચોપડવું છે ? કહ્યું છે કે—

**वंशस्थ वृत्त.**

**मिथ्याभिमानी वर जेहने मळ्यो,**
**ते माननीनो अवतार तो बळ्यो;**
**करे कळापो बहु सर्व काळमां,**
**तेने सदा काजळ छे कपाळमां.**

***રઘનાથ**—(સ્ત્રીને) અલી, સાંભળે છે કે ?

**દેવબાઈ**--શું કહો છો ?

**રઘનાથ**--રામનાથ મહાદેવમાં પેલા ચિદાનંદસ્વામી રહેતા હતા, તેમણે કાલે કૈલાસવાસ કર્યો. એવા સ્વામી બીજા મારા જેવામાં આવ્યા નથી. એ તો મહા જોગીરાજ હતા.

**દેવબાઈ**--કાશીમાં એમના જેવા હશે ?

**રઘના૦**--અરે કાશીમાં પણ એવા નહિ હોય.

---

* હાસ્યરસની પુષ્ટિ વાસ્તે રંગલો બોલ બોલ કરે, માટે તેને હમેશાં ઉત્તર આપવાની જરૂર નથી. વળી તેણે અણગમતું કહ્યું, તેથી રઘનાથભટ્ટે આડી વાત ચલાવી.

**દેવબા૦**—ત્યારે કૈલાસમાં તો હશેજ.

**રઘનાથ૦**--હું તો જાણું છું કે કૈલાસમાં પણ એવા તો સ્વામી નહિજ હોય.

**રંગલો૦**--જમરાજાના શહેરમાં હશે જ.

**દેવબા૦**—એ સ્વામીને કોણ લઇ ગયું હશે ? અને તે કયાં ગયા હશે ?

**રઘના૦**—એમને તો સાક્ષાત્ પ્રભુના પાર્ષદ આવીને કૈલાસમાં લઇ ગયા હશે.

**રંગલો**—કોણ જાણે પાર્ષદ લઇ ગયા હશે, કે વગડાનાં શિયાળિયાં ખાઇ ગયાં હશે.

---

## પ્રવેશ ૩ જો.

( પડદા પાછળથી ) એ કમાડ ઉઘેડો.

( ઉભા રાખેલો પડદો, તેના લાકડાને પાછળથી કોઈ ઠોકે છે. )

**દેવબા૦**--એ ખડકીનાં બારણાં કોણ ઠોકે છે ?

**રઘના૦**--ગોવાળ વાળુ લેવા આવ્યો હશે.

**દેવબા૦**--( બારણાં ઉઘાડવા જતી હોય તેમ પડદા પાસે જઈ જુએ છે, ત્યાં પડદામાંથી પાંચો રાપકો નીકળી આવે છે. )

**પાંચો**--વાળુ લાવો, વાળુ ?

**દેવબા૦**--હમણાં ઉભો રહે, આપું છું,

**પાંચો૦**-( કાખમાં લાકડાનું ટેકણ દઈને પગની આંટી ભરાવીને ઉભો રહીને ) રઘનાથભટ્ટ ?

**રઘના૦**—કેમ છે નાયકા ?

**પાંચો૦**—ઓલ્યા બાવાને તમે કાલે દાટી આવ્યાતા, તેને આજ વગડાનો જરખ ખોદીને લઇ જાતોતો.

**રઘના૦**—બોલ માં, બોલ માં, મૂર્ખા. જરખ શું લઇ જાય ? એમને તો પ્રભુના પાર્ષદ લઇ ગયા.

**પાંચો૦**—અરે શું પારહદ લઈ જાય ? મેં નજરો નજર દીઠો. જરખ વગડામાં લઈ જાતોતો.

**રઘના૦**—હોય નહિ, હોય નહિ. જરખ શું લઇ જાય ? એ તો પરમેશ્વરના પાર્ષદ લઈ ગયા.

**પાંચો**—મારા દીચરાના હમ મેં બીજાને દેખાડયો, અને કીધું કે, ઓલ્યા આપણા ગામના ભરામણોના ગરૂને ઓલ્યો જરખ લઇ જાય સે.

**રઘના૦**—અરે જૂઠી વાત. એવા મહાજોગીને જરખ શું લઇ જાય ? એ તો પાર્ષદ લઈ ગયા.

**પાંચો**—તારે તમારા લોકો એને પારહદ કેતા હશે, પણ અમે તો એને જરખ કઇએ સૈએ.

**રઘના૦**—( પોતાની સ્ત્રીને ) હવે એને આપવું હોય તે આપીને અહીંથી ઝટ કાઢ.

**દેવબાઈ**—લે અલ્યા, લે આ રોટલો.

**પાંચો**—તે રોટલો શા વાસ્તે આપો સો ?

**દેવબાઈ**—ત્યારે શું આપે ? વરસુંદ લેવી અને વળી રોજ વાળુ લેવા આવવું.

**પાંચો૦**—બે વરહાં થ્યાં વરહુંદ તમે ચાણે દીધી સે ? આજ જમાઈ આવ્યા સે, તે તમે લાબશી કરી હશે, તે તમારાં સોકરાં લાબશી ખાય, અને મારાં સોકરાં ટાઢા રોટલો ખાય કે ? " એવો ચ્યાં ગોકળીઓ ગાંડો સે, જે દીવાળીને દહાડે ઘેંહ હીરાવે. " હું ચાણે રોજ રોજ લાબશી માગું સું ?

**દેવબા૦**—જમાઇ ક્યાં છે ? જમાઈ આવે તે દહાડે લાબશી લેવા આવજે, જા.

**પાંચો૦**—વળી નથી આવ્યા સે ? જમાઈ આવ્યાજ સે તો.

**દેવબા૦**—તારા સમ, નથી આવ્યા. આવ્યા હોય તો હું ના કહું ?

**પાંચો૦**—ગામના પાધર હુધી અમે ભેગા ભેગા આવ્યા સૈએ. પાડીનું પુંસકું ઝાલી જમાઇ આવતાતાને વળી !

**દેવબા૦**—એ તો રાતે માડું દેખે છે, માટે તું એમને આપણા ઘર સુધી પહોંચાડીએ નહિ ?

**પાંચો૦**—એને અમે પુંગાડવાનું કીધું; પણ એ તો બહુ મિજાજી સે. ઉલટી રીહ સડાવા માંડી. પસેં પાડીનું પુંસકું ઝાલીને આવતાતા.

**દેવબા૦**—પાડી તો કયારની ઘેર આવી છે; પણ જમાઇ તો આવ્યા નથી.

**પાંચો૦**—તાણે રોટલો તો રોટલો ઘો ? લાવો હું મારે જાઉં.

**દેવબા૦**—લે આ રોટલો.

( કાંબળાના છેડામાં લઈને જાય છે. )

**દેવબા૦**—અરે સોમનાથ, તું ને તારો બાપ જાઓ અને જુઓ.

તે મિથ્યાભિમાની રાત વેળાનો ક્યાંઇ ફાફાં મારતો હશે, તેને ઘેર લઈ આવો.

**સોમના૦**—ચાલો બાપા, આપણે જઇએ. રાત અજવાળી છે.

**રઘના૦**—હું તો કાંઇ આવતો નથી, તેને ગરજ હશે તો ઘણોય ફાંફાં મારતો આવશે.

**દેવબા૦**—અરે, જાઓ જાઓ, ક્યાંઇ વગડામાં પડ્યો રહે ને જનાવર મારી નાંખે, તો ન્હાનપણમાંથી આપણી જમનાનો ભવ બગડે.

**રંગલો૦**—જમનાનો ભવ બગડી ચૂક્યો છે; હવે શો બાકી છે?

**રઘના૦**—ચાલ, ત્યારે પાદર સુધી જોઇ આવીએ. ( તે બંને જણા જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

( ગંગા આવે છે. )

**દેવબા૦**—અરે જમના, તારી બેનપણી ગંગા આવી.

**જમના૦**—આવ બ્હેન ગંગા, કેમ તું હમણાં જણાતી નથી?

**ગંગા૦**—મારે પણ સાસરેથી આણું આવવાનું છે, માટે તૈયારી કરવામાં રોકાઇ રહું છું, તેથી તારી પાસે અવાતું નથી. ( જમનાની જોડે બેસે છે, અને ભરત ભરે છે. )

**દેવબા૦**—ગંગા, તમે બંને જણીઓ અહીં બેસજો, હું રસોડામાં જઇને રાંધવા માંડું, હમણાં જીવરામભટ્ટ આવશે.

**ગંગા૦**—સારૂં, બેઠાં છીએ. ( દેવબાઇ જાય છે. )

**જમના**—ગંગા, તું શેનું ભરત ભરે છે ?

**ગંગા**—આ તો મારે સાસરે લઇ જવા સારૂ શેતરંજની બાજી ભરૂં છું.

**જમના**—( ઊંડો નિસાસો મૂકીને ) અરે પરમેશ્વર ?

**ગંગા**—શા વાસ્તે નિસાસો મૂકે છે ?

**જમનાં**—એમજ તો.

**ગંગા**—કહે તો ખરી ?

**જમના**—શું કહું, મારૂં કપાળ ?

**રંગલો**—

## दोहरो.

अंतरनुं दुःख अवरने, कहेतां कहि न शकाय;<br>
मुके निसासा मुखथकी, रोतां रजनी जाय. २०

**ગંગા**—મારા સમ, કહે તો ખરી. શું કાંઈ તારે સાસરામાં દુઃખ છે?

**જમના**—( ડુસકાં ભરતી ) બાઈ, મારૂં દુઃખ મારૂં મન જાણે છે. કોઇની આગળ કહેવામાં માલ નથી.

**ગંગા**—પોતાના અંતરનું હોય તેની આગળ તો કહીએ. કહ્યા વિના કોઈ શું જાણે.

**જમના**—કહીને હવે શું કરવું ? એનો કાંઇ ઉપાય નથી. પાણી પીને ઘર શું પૂછવું ?

**ગંગા**—તારે શું દુઃખ છે. કહે તો હું જાણું તો ખરી.

**જમના**—બાઇ, બાપે ઉંચું કુળ જોઇને નાતજાતમાં આબરૂ મેળવવાનો પોતાનો સ્વાર્થ તાકયો છે; મારા સુખ દુઃખ ઉપર કશો વિચારજ કર્યો નથી.

## शार्दूलविक्रीडित वृत्त.

कन्याविक्रय जे करे धन लई, धिक्कार तेने धरो,
कीर्तीना कदि लोभथी कुळ जुए, ते पापि पूरो खरो;
कर्ता द्रव्यतणो कशो जगतमां, जे स्वार्थ साधे नही,
कन्याना सुखनो विचार करशे, ते पुण्यशाळी सही. २१

## दोहरो.

सद्विद्या, सद्गुण, सधन, सदाचरण, सुविचार;
उत्तम कुळ तो एज छे, जे घर सुखि नरनार. २२
कुसंप ने कंजुसपणुं, माननिने नहि मान;
एज अधमथी अधम कूळ, निर्धन निर्विद्वान. २३

**ગંગા**—શું તારો ધણી નમાલો છે ?

**જમના**—ના, ના, એમ તો કાંઈ નહિ; પણ દહાડા આથમ્યો કે આંખે ધબ, કશું દેખે નહિ. દહાડે તો આપણે મલાજામાં રહેવું પડે, અને રાતે તો કશું દેખેજ નહિ. આપણે ગમે તેવાં ઘરેણાં કે ભરત ભરેલાં લૂગડાં પહેર્યાં હોય, પણ તે શું બાળવાનાં ?

**ગંગા**—હોય, નશીબની વાત, એમાં શું ? જેમ તેમ મન વાળવું. શું કુંભારના ઘરનું હાંલ્લું છે કે બદલી લવાશે.

રંગલો—

उपजाति वृत्त.

न शोभते पामरि पामराणां,
मणिर्यथा मर्कटकंठलग्नः ।
अंधःपति प्राप्त विलासिनीनां
कटाक्षबाणा विफला भवंति ॥ २४

અર્થ—જેમ ભિખારીને પામરી શોભે નહિ, માંકડાની કોટે મણિ શોભે નહિ, તેમ આંધળો ધણી પામેલી સુંદરીના નેણના ચાળા નિષ્ફળ જાય, માટે શોભે નહિ.

જમના—અરે રાતે દેખતો નથી, એની તો મને ઝાઝી બળતરા નથી; પણ ખોટી પતરાજી રાખે છે, તે જોઇને મને ઘણી બળતરા થાય છે.

રંગલો—

दोहरो.

मिथ्या अभिमानी मनुष, ठाली करे ठगाइ;
तेथी तेनी थाय छे, भूंगळ विना भवाइ. २५

ગંગા—ખોટી પતરાજી શી રીતે રાખે છે?

જમના—દહાડા છતાં વાળુ કરીને બારણાં બંધ કરીને ઘરમાં પેશી જાય છે. કોઇ આવે તો તેને કહેવરાવે છે કે, હું તો રાતે અનુષ્ટાન કરૂં છું, માટે કોઇને મળતો નથી.

ગંગા--એમ કરીને પોતાની ખોડ છાની રાખે છે?

જમના—છાની તો ધૂળે રહેતી નથી. જેમ છાની રાખવાની તદબીર કરે છે, તેમ તેમ લોકને હસવાનું થાય છે: અને તે વધારે ચરચાય છે.

રંગલો—

पादाकुळ छंद.

जेमां गुण के अवगुण एके, छानुं कदी रहे नहि छेके;
छोने छळथी छानुं राखे, दुनियां देखे तेवुं दाखे. २६

ગંગા—હશે, તેમાં તારે શું?

જમના—તે ખોટી પતરાજી કરે છે, તેથી લોકો મારા આગળ કહી કહીને મને દાઝે બાળે છે.

ગંગા—તને મોઢે કોઈ કહેતું નથી?

જમના—ઘણાએ કહે છે; અને 'રતાંધળો' કહીને નાનાં છોકરાં પણ ખીજવે છે. પછી ઇંટો લઇને છોકરાંને મારવા દોડે છે.

ગંગા—ત્યારે તું શિખામણ દઇએ નહિ, કે જેમ જેમ ખીજાશો તેમ તેમ લોકો વધારે ખીજવશે.

જમના—અરે બાઇ, મારી શિખામણ તે માને!

રંગલો—

उपजाति वृत्त.

कही सुणावो शुभ के'ण काने,
मिथ्याभिमानी मुरखो न माने;
खरुं कहेतां उलटोज खीजे,
कुपात्रने बोध कदी न कीजे. २७

ગંગા--એમ તો મારો ધણી સારો છે. આપણે કાંઇ સારી સલાહ આપીએ તો માને છે; અને જ્યારે મારા ઉપર બહુ ખુશી થયા, ત્યારે હરખથી એક સોનાનો હાર ઘડાવીને મારે વાસ્તે લાવ્યા.

જમના—મારા ધણી પાસે તો હું કશું માગું તો કહે છે કે ચુલામાંની રાખ લે.

ગંગા—મારો ધણી તો મને કહે છે કે હું તને કોઇ કોઇ વખત થોડી થોડી રકમ આપું તે તું સાચવીને રાખજે; કેમકે ખરી વખતે કામમાં આવે. પછી ઘણીક વાર એક રૂપૈયો, બે રૂપૈયા આપીને કહેશે કે લે રાખ્ય, લે આ રાખ્ય.

જમના—

वसंततिलका वृत्त.

ले राख्य राख्य तुज वल्लभ वाणि दाखे,  
ले राख राख, मुजने भरथार भाखे;  
सोंपे तने हरखथी शुभ हार स्वामि,  
हुं तो हवे मुज पतीथकि हार्य पामी. २८

( એમ કહીને કપાળ કુટે છે. )

( પડદો પડ્યો. )

---

ગાનાર ગાય છે—" મેલ મિથ્યા અભિમાન " ઇત્યાદિ.

# अंक २ जो.

पात्र.

૧ રઘનાથભટ્ટ, ૨ સોમનાથ, ૩ રંગલો, ૪ જીવરામભટ્ટ.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—ગામનું પાદર.

( પડદો ઉઘડ્યો. )

( ત્યાં ત્રણ જણા ઉભા છે, અને જીવરામભટ્ટ એક કોરાણે ખાડમાં સૂતેલો છે. )

**સોમના૦**—બાપા, અજવાળી રાત કેવી સારી શોભે છે ? અને આ ગામનું પાદર પણ કેવું રળિયામણું દેખાય છે.

**રઘના૦**—અજવાળી રાતે રોજ અહીં આવતા હઇએ તો સારૂં.

**સોમના૦**—જીવરામભટ્ટને ગામથી આવવાનો રસ્તો તો આ છે; પણ જીવરામભટ્ટ તો ક્યાંઇ જણાતા નથી.

**રઘના૦**—જો, આટલામાં ક્યાંઇ હશે.

**સોમના૦**—અરે આટલામાં તો ક્યાંઇએ નથી. એ તો રતાંધળો ક્યાંઇ ચઢી ગયો હશે.

**રઘના૦**-- એક બે ધાંટા કાઢીને બોલાવ જોઇએ. આટલામાં હશે તો બોલશે.

**સોમના૦**—એ ! ! ! જીવરામભટ્ટ. જીવરામભટ્ટ ! ! બાપા, અહીં તો કોઇ બોલતું નથી.

**રંગલો**—ધાંટો ક્યાં કાઢી શકે છે ? એમ બોલાવાય કે આમ બોલાવાય ? હે ! ! ! જીવરામભટ્ટ, જીવરામભટ્ટ હેઉ ! ! એમ બોલાવાય.

**રઘનાo**—રસ્તાની આજુઆજુએ જો, ક્યાંઇ ઉંઘી ગયો હશે.

**સોમનાo**—ખાડને કાંઠે કાંઇંક લુગડાં જેવું જણાય છે. વળી સુવાવડીના ગાભા જેવું કાંઇક છે.

**રઘનાo**—જા, જઈ ને જો, રતાંધળો છે, માટે ખાડમાં પડી ગયો ન હોય.

**જીવરાo**—( સુતો સુતો બબડે છે. ) જો રાંડનો, મારો સસરો થઇને મને રતાંધળો કહે છે. તો પછી બીજા લોકો કહેજ તો.

**સોમનાo**—બાપા, આ પાઘડી તો જીવરામભટ્ટની છે ખરી. આવું નવશરૂં બીજા કેનું હોય? અને ખાડામાં કોઇ સુતું હોય એવું જણાય છે.

**રઘનાo**—બુમ પાડીને બોલાવી જો, તે હશે તો બોલશે.

**સોમનાo**—( ઘાંટા કહાડીને ) જીવરામભટ્ટ, જીવરામભટ્ટ! બાપા, આ તો કોઇ બોલતું નથી.

## मालिनी वृत्त.

**अणसमजु जनोना संशयो सद्य छूटे,**
**पण समजु जनोना संशयो तो न खूटे;**
**सरल-मन जनोनी भांगतां उंघ भागे,**
**कुटिल जन कदापी जागता ते न जागे. २९**

**રઘનાo**—ઉંઘી ગયો હશે, તું જઇને જગાડ.

**રંગલો**—ટાંટિયો ઝાલીને ખેંચ, એટલે જાગશે.

**સોમનાo**—બાપા, કદાપિ ભુત હોય તો મને બીક લાગે.

**રંગલો**—મારને એક પથરો.

**સોમનાo**—બાપા, કહો તો એક પથરો મારૂં એટલે જાગશે.

**રઘનાo**—વળી તેનું માથું ફુટે તો પાટો આપણે બાંધવો પડે.

## दोहरो.

**कदि तेने हळिये नहि, जो रिस बहु चडि जाय;**
**मारीने रोवुं पडे, पस्तावो पछि थाय. ३०**

માટે આ ખાડને કાંઠે હું ઉભો છું, અને તું ખાડમાં જઈને એને જગાડ, એટલે તને બીક નહિ લાગે.

**રંગલો**—તને નહિ આવડે. જો હું જગાડું. (તેનો ટાંટીઓ ઝાલીને ખુબ ઘસડે છે અને બોલે છે કે) ઓ જીવરામભટ્ટ, ઓ જીવરામભટ્ટ!!

**જીવo**—અરે કોણ છે? કોણ છે?

**સોમનાo**—અલ્યા! અલ્યા! એમ શું કરે છે? (મારવા જાય છે)

**રંગલો**—જો જો ગણના ભાઈ દોષ. જાગતો નહતો તેને મેં જગાડી આપ્યો, ત્યારે ઉલટો મને મારવા આવે છે. તારો વાંક નથી ભાઈ. આ વખતજ એવો છે, કે જેનું ભલું કરીએ, તે બુરૂં માને.

## शार्दूलविक्रीडित वृत्त.

**वाणी नम्रपणे घणेज वदिये, तो तुच्छ ते तो गणे,**
**शांती राखि कुवाक्य खूब खमिये, तो लात हाथे हणे;**
**केवो छे विपरीत काळ कळिनो? शुं हुं वखाणुं वधु?**
**सारुं कोइतणुं कदापि करिये बूरुं गणे ते बधुं. ३१**

**સોમના૦**—ઉઠો ઉઠો, અહીં ખાડમાં કેમ સુઈ રહ્યા છો ?

**જીવ૦**—સાસરિયામાં જવું, તે કોઇ તેડવા બોલાવવા આવે અને માન પાન દેખીએ તો જઇએ, નહિ તો ગામને પાદર સુઇ રહીએ.

**સોમના૦**—ચાલો ! હવે અમે બે જણા તેડવા આવ્યા છીએ. પેલો ગોવાળ કહેતો હતો કે પાડીનું પૂછડું પકડીને જીવરામભટ્ટ આવે છે.

**જીવ૦**—તમારે ઘેર અમારે આવવું નથી. જો આવવું હોય તો તે પાડી સાથે આવીએ નહિ ?.

**સોમના૦**—શા વાસ્તે અમારે ઘેર આવવું નથી ? તમને કોઇએ કાંઇ ગોરૂં કર્યું છે ?

**જીવ૦**—તમારી માએ એક દહાડો મને રતાંધળો કહ્યો હતો માટે તમારે ઘેર અમારે આવવું નથી. એટલા સારૂ અહીં સુતા છીએ.

**સોમના૦**—વારૂ, અમારે ઘેર ન આવવું હોય તો ગામમાં આવીને કોઇને ઘેર રાત રહેવું હતું.

**જીવ૦**—અમે સમ ખાધા છે કે અમારે તમારા ગામનું પાણી પીવું નહિ. આ તો તેડવા આવ્યા વિના છૂટકો નહિ માટે આવ્યા છીએ. તે અહીં ગામને પાદર રાત રહીને સવારે તમારે ઘેર આવીને અમારા માણસને લઇને ચાલ્યા જઇશું.

**સોમના૦**—તો ગામને પાદર ક્યાંઇ સારી જગા જોઇને સુવું હતું, પણ આ ખરાબ ખાડામાં આવીને કેમ સુતા છો ?

રંગલો૦—ખાડામાં લોકો દિશાએ જાય છે, એવી સારી જગા બીજે કયાં મળે?

જીવ૦—બીજે ક્યાંઈ સુતા હઇએ અને વળી કોઇ દેખે તો તાણ કરીને તેને ઘેર તેડી જાય; માટે આ ખાડામાં કોઇ દેખે નહિ એમ સુતા છીએ.

રઘના૦—ચાલો ચાલો હવે તમને કોઈ રતાંધળા કહેશે નહિ.

જીવ૦—અમારે તો તુમારે ઘેર આવવું નથી. તમે બોલો તો તમને તમારી જનોઇના સમ.

રંગલો—આ બ્રાહ્મણની કોટમાં જનોઇ ન હોત તો બિચારો સેના સમ ખાત?

સોમના૦—ઉઠો ઉઠો, બોલો તો તમને બ્રાહ્મણોના સમ.

જીવ૦—અમને આ ગામમાં રહેતા હોય એટલા બધા બ્રાહ્મણોના સમ, જો અમે તમારે ઘેર કદી આવીએ તો. અને તમે દીકરાના સમ ખાશો નહિ.

રંગલો૦—એવો કોણ ગાંડો હોય કે છતે બ્રાહ્મણે દીકરાના સમ ખાય.

રઘના૦—( હાથ ઝાલીને ) ઉઠો ઉઠો ! મારા સમ.

જીવ૦—તમારા સમ અમે આવીએ તો. અમારે તમારા ઘરનું પાણી*અગ્રાજ છે.

રઘના૦—પણ તમારી સાસુએ તમને કયારે રતાંધળા કહ્યા?

જીવ૦—તમારી પાડોશણની આગળ એક દહાડો છાનામાના કહેતાં હતાં, તે અમે કાન ધરીને સાંભળ્યું હતું. રતાંધળા

* અગ્રાહ્ય=ન લેવા જોગ.

હઈએ ને કહે તો દુઃખ લાગે નહિ; પણ અમે કાંઇ રતાંધળા નથી.

**રંગલો**—અરે ! મેં પણ એક દહાડો સાંભળ્યું હતું.

**રઘના૦**—તમે જેવા છો, તેવા બધું જગત જાણે છે. કાંઇ છાનું રહે નહિ. તમને રતાંધળા કહે, તે ઝખ મારે છે. ચાલો, હું તમારી સાસુને ઠપકો દઈશ. હવે પછી તમને કોઈ દહાડો એવું કહેશે નહિ.

**જીવ૦**—આ ભવમાં તો હવે તમારે ઘેર અમારે પાણીએ પીવું નથી; કેમકે અમે આકરા સમ ખાધા છે.

**રઘના૦**—એમ તે થાય ! કાંઇ આપણે એક બીજાથી છૂટવાના નથી; સાંકડી સગાઈ ઠરી. કણકમાં પાણી ભળ્યું તે ભળ્યું. તે કરતાં ચાલો, તમને પાંચ રૂપિયાની પાઘડી બંધાવીશું.

**સોમના૦**—તમને પગે લાગીને કહું છું કે ઘેર ચાલો.

**જીવ૦**—ઘેર આવ્યાનું તો તમારે અમને કહેવું જ નહિ.

**સોમના૦**—આ મારી પાઘડી તમારે ખોળે છે. હું પાઘડી ઉતારીને તમને પગે લાગુ છું. તમે અમારા પૂજનિક છો.

**જીવ૦**—નહિ નહિ, પાઘડા ઉતારશો નહિ. આ આભ ને જમીન એક થાય, તોપણ અમારે તમારે ઘેર આવવું નથી.

**રંગલો**—અત્યારે તો આભ ને જમીન એકજ છે તો. જુદાં કોણ દેખે છે ?

**રઘના૦**—આ જનોઇ કાઢીને તમારી આગળ મૂકું છું. તમે પહેરાવો તો પહેરીશ, નહિ તો અહિંથી પરભાર્યો સંન્યાસીના મઠમાં જઇને સંન્યાસી થઇ જઇશ. પણ હું તમને તેડયા વિના ઘેર જનાર નથી.

**સોમના૦**—હવે તો પૃથ્વીનો છેડો આવી રહ્યો. જીવરામભટ્ટ, હવે તો માનવું જોઇએ.

**જીવ૦**—ફક્ત પાંચ રૂપૈયાની પાઘડી સારૂ અમે મનાઈએ કે?

**રંગલો**—પાંચ રૂપૈયા સારૂ બ્રાહ્મણના સમ ભાગે કે? વધારે આપે તો અત્યારે ભાગે.

**સોમના૦**—અરે! બે રૂપૈયા વધારે આપીશું, ચલો તો ખરા.

**જીવ૦**—વીશ રૂપૈયામાં એક બદામ ઓછી લેવાનો નથી.

**રંગલો**—જાઓ જાઓ, એક બાંડુ ગધાડું દોરીને આપશે.

**રઘાના૦**—વીશ રૂપૈયાની અમારી ત્રેવડ નથી. (કાનમાં) પણ સોમનાથને કહે એકાંતે આવ આપણે વિચાર કરીએ. (એકાંતે જઇને) પાઘડીનું તો એને બહાનું છે, પણ રાત વેળાએ તે દેખતો નથી, માટે તું એનાં લુગડાં એકઠાં કરી આપ. પાઘડી, લાકડી ક્યાં પડી હશે તે દેખતો નથી, માટે તેની પાઘડી લઇને તું એને માથે મૂક, અને પછી હાથ ઝાલીને ઉભો કર; એટલે મોઢે તો ના ના કહેશે, પણ આવશે ખરો.

**સોમના૦**—ઠીક છે, એમ કરીશ. (પાસે જાય છે.)

**રઘના૦**—સોમનાથ, તું જીવરામભટ્ટનાં લુગડાં, દોરી, તુંબડી, બધું તપાસી લે.

**સોમના૦**—તપાસી લીધાં. જીવરામભટ્ટ, ચાલો ચાલો, જેમ તમે રાજી થશો તેમ કરીશું લો, આ તમારી પાઘડી પહેરો

**જીવ૦**—( પાઘડી ફેંકી દે છે. ) ના, ના, અમારે આવવું નથી.
**સોમના૦**—( ફરી ફરીને પાઘડી પહેરાવે છે. ) બોલો તો મારા સમ, બ્રાહ્મણના સમ, બ્રહ્મહત્યા, ગૌહત્યા.
**જીવ૦**—( સોમનાથનો હાથ ઝાલીને ઢેઆં ખાતો ખાતો ચાલે છે. )
**રંગલો**—વાહ ! વાહ ! છેલબટુકની ચાલ જો જો. આ ગામની બાઈડીઓ જોશે તો મોહિત થઈ જશે.

( જીવરામભટ્ટને ખભેથી ધોતિયું પડી જાય છે ને સોમનાથનો હાથ તેના હાથમાંથી છૂટી જાય છે. સોમનાથ આગળ જઈને ઉભો રહે છે. જીવરામભટ્ટ હેઠો બેશી ફાંફાં મારે છે, પણ ધોતિયું જડતું નથી, એટલે ત્યાં હેઠે બેસે છે. )

**સોમના૦**—વળી કેમ હેઠા બેઠા ? ચાલોને.
**જીવ૦**—તમારે ઘેર આવતાં અમારૂં માન વધતું નથી. અમે તો આજની રાત અહીંજ બેસી રહીશું, કહ્યું છે કે,—

## शार्दूलविक्रीडित वृत्त.

**जेना नेत्र विशे सनेह न मळे, हैडूं न हर्खे मळी,**
**मोडे मिष्ट वदी वखाण करीने, पूंठे वखोडे वळी;**
**दुःखे दाझ दिसे नहिज दिलमां, देखी बडाइ बळे,**
**तेने घेर जवुं जरूर न घटे, जो मिष्ट मेवा मळे. ३२**

**સોમના૦**—ચાલો ચાલો, તમારૂં ધોતિયું ભોંયથી લ્યો.
**જીવ૦**—રસ્તા વચ્ચે અપવિત્ર જગામાં પડ્યું માટે અમે તે લેતા નથી. ( એમ કહીને, બીજી તરફ હાથે અનાદર કરે છે. )

રંગલો—હવે તે ધોતિયું કામમાં આવશે નહિ.

उपजाति वृत्त.

अशक्यताथी नहि हाथ आवे,
तो दोष तेमां ठग ते ठरावे;
थाके कदी जो करि कूदकारो,
कहे, नथी ते फळ स्वाद सारो. ३३

રઘના૦—( ધોતિયું લઈ ને જીવરામભટ્ટને ખભે મૂકે છે ) લો, લો, આ તમારૂં ધોતિયું.

જીવ૦—( વારે વારે ફેંકી દે છે ) નહિ, નહિ ! હવે એ ધોતિયું અમે કદી પહેરવાના નહિ.

સોમના૦—લાવો બાપા મારે ખભે નાખું. ( લે છે ) જીવરામભટ્ટ ચાલો ( હાથ ઝાલે છે. )

જીવ૦—તમારી મા અહીં સુધી સામાં તેડવા આવશે તોજ અમે તમારે ઘેર આવીશું.

રંગલો૦--ખરી વાત છે કેઃ-

उपजाति वृत्त.

नही स्वपत्नी प्रिय सासरामां,
के सर्व जेने न गणे कशामां;
सासूथि सन्मान नही थवानुं,
धिक्कार ! ते सासरिये जवानुं. ३४

**રઘના૦**—રાતવેળાની એ તે અહીં ક્યાં આવે? (હાથ ઝાલીને) ચાલો ચાલો.

**જીવ૦**—(ચાલે છે.)

**સોમ૦**—જીવરામભટ્ટ, હમણાં તમે તમારે ઘેર શો ધંધો કરો છો?

**રંગલો૦**—ગધાડાં ચરાવવાનો.

**જીવ૦**—હાલ અમે લખણું લખીએ છીએ. તે દહાડાના બસો શ્લોક અને રાતના ત્રણસેં શ્લોક લખી કહાઢીએ છીએ. અમારા જેવા અક્ષર આખા શહેરમાં બીજા કોઇના નથી. પાંચ રૂપિયાના એક હજાર શ્લોક લખી આપીએ છીએ.

**રંગલો**—રતાંધળો!!! (કહીને નાશી જાય છે.)

**જીવ૦**—(છાતી કૂટે છે) હાય! હાય! (હેઠો બેસે છે,) જાઓ હું તો તમારે ઘેર નહિ આવું.

**રંગલો**—

## दोहरो.

**मानीने अपमानथी, चडे कारमो काळ;**
**जो नव चाले जोर तो, कूटे आप कपाळ. २६**

**રઘના૦**—ગામના લોકો કહે તેમાં અમે શું કરીએ? અમારાથી કાંઇ ગામના મોઢે ગળણું બંધાય? લોકો તો દેખે તેવું કહે. અમારા ઘરનાંએ કોઇએ કહ્યું હોય, તો અમારો વાંક.

**સોમના૦**—ચાલો, માબાપ ચાલો. અમે તો તમારી ખુશામત કરીને થાક્યા હવે.

**જીવ૦**—તમારા ગામના દરબારને કહીને એવો બંદોબસ્ત કરાવો કે ગામમાં અમને કોઈ રતાંધળા કહે નહિ તોજ અમે તમારે ઘેર આવીશું, નહિ તો નહિ આવીએ.

**રઘના૦**—સોમનાથ, તું જઈને *ઠાકોરને કહે કે ગામમાં બંદોબસ્ત કરે કે રતાંધળા આપણા ગામમાં કોઈ રતાંધળો કહે નહિ.

**સોમના૦**—હું જાઉં છું. (જાય છે.)

**રંગલો**—આવા દરિદ્રી, ભીખારી અને મિજાજી છે, તેની આટલી બધી ખુશામત શી કરવી? અમે પણ અમારે સાસરે તો જઈએ છીએ, ત્યાં આટલી બધી અમારી ખુશામત કોઈ કરતું નથી.

**રઘના૦**—તું શું સમજે! તે આવા દરિદ્રી મિજાજી છે; પણ કુળવાન છે. માટે હાલ અમારી દીકરી ઉપર સોકા લાવે એટલા સારૂ આટલી ખુશામત કરવી પડે છે. નહિ તો તેનું મોઢું જોઈએ નહિ, એટલી મનમાં તો રીસ ચડે છે. દીકરીને ખાવા ધાન, અને પહેરવા લુગડું એના ઘરનું મળતું નથી, માથે ઘાલવા ફુલેલ સુદ્ધાં અમારે પૂરૂં કરવું પડે છે. દીકરીના દુઃખનો પાર નથી.

**રંગલો**—ત્યારે એવાને દીકરી દેવાથી શો ફાયદો?

**રઘના૦**—નાતજાતમાં આબરૂ મેળવવા ગયા, ભોગ લાગ્યા ભાઈ ત્યારે માથે વીતે ત્યારે માણસની આંખો ઉઘડે. હવે ગમે તે થાય તોપણ કદી એવા કુળમાં દીકરી દઈએ નહિ. એવી આબરૂમાં ભડકો ઉઠયો!!

* જે ગામમાં આ નાટક થતું હોય, ત્યાંના ઠાકોરનું કે દિવાનનું નામ લેવું.

**સોમના૦**—(આવીને) બાપા, હું દરબારને કહી આવ્યો. તે હાલ બંદોબસ્ત કરશે.

**રઘના૦**—જીવરામભટ્ટ, ચાલો. હવે તમને કોઈ કહી શકનાર નથી.

**જીવ૦**—તમારા ગામનું કોઇ કહે તો હવે તમે જમાન થશો.

**રઘના૦**—અમે તો લોકોને શું કરી શકીએ? પણ અમારો ઠાકોર બંદોબસ્ત કરશે; એટલે પછી તમને કોણ કહી શકનાર છે? (એવામાં થાળી પીટાય છે.)

**રંગલો**—એ!! રઘનાથભટ્ટનો જમાઇ, જીવરામભટ્ટ આપણા ગામમાં આવે છે, તેને કોઇ રતાંધળો કહેશો નહિ, જે કેશે તે દરબારનો ગુન્હેગાર છે. સાદ સાંભળજો.!!!

**જીવ૦**—આ શેનો શાદ પડે છે?

**સોમના૦**—તમને કોઇ રતાંધળો કહે નહિ, એવા દરબારની તરફથી સાદ પાડે છે. હવે કોઇ કહે તો અમારો ઠાકોર તેનાં નાક ને કાન કાપે; અને ગામમાં નહિ જાણતા હોય, તે પણ જાણશે કે રતાંધળા કહેવાથી જીવરામભટ્ટ ચીડે છે. માટે હવે કોઇ કહેશે નહિ.

**રંગલો**—

## दोहरो.

**खीजी खामी ढांकतां, लाखो जाणे लोक;**
**अभिमानी अभिमानथी, फजेत थाये फोक.**

(પડદો પડયો.)

---

ગાનારા ગાય છે—"મેલ મિથ્યાઅભિમાન," ઇત્યાદિ.

# अंक ४ थो.

## पात्र.

૧ જીવરામભટ્ટ, ૨ રઘનાથભટ્ટ, ૩ સોમનાથ, ૪ દેવબાઈ, ૫ રંગલો, ૬ ગંગાબાઈ, પાડી, અને પાથરેલી શેતરંજી.

સ્થળ—રઘનાથભટ્ટનું ઘર.

## પ્રવેશ ૧ લો.

( પડદો ઉઘડ્યો ત્યાં ઉપર લખેલાં પાત્રો છે, ગંગા સિવાય. )

**સોમના૦**—જીવરામભટ્ટ, આ શેતરંજી ઉપર તમારૂં આસન રાખો, અને આ તમારાં લુગડાં સંભાળીને મૂકો. ( તે મૂકે છે. )

**દેવબા૦**—જીવરામભટ્ટ, તમે અત્યારે રાત વેળાના ક્યાંથી આવ્યા?

**જીવ૦**—દહાડે તડકો બહુ પડે છે, માટે પાછલે પહોર ઘેરથી નીકળ્યા હતા. અમે જાણ્યું કે અજવાળી દૂધ, ધોળા દહાડા જેવી રાત છે, માટે ચંદ્રમાને અજવાળે ચાલ્યા જઇશું.

**રંગલો**—જુઓ, હજી પોતાનું અભિમાન મૂકતો નથી.

**દેવબા૦**—તાપ કેવો પડે છે?

**જીવ૦**—( ગ્રીષ્મવર્ણન )

### शार्दूलविक्रीडित वृत्त.

ताता तापथकी तमाम तरुथी, पक्षी बिचारां पडे;
वृंदो वांदरनां विशेष विखरी, ज्यां त्यां पछी जै चडे;

*अंबू उष्ण नदी तळाव तटमां, मच्छो तप्यीं तर्फडे,
भारे भीषण ग्रीष्मकाळ कहिये, नाना प्रकारे नडे. ३७

દેવબા૦—ગોવાળ તો કહેતો હતો કે એક ઘડી રાત જતાં પાડીનું પૂછડું પકડીને તમારો જમાઇ ગામના પાદરમાં આવતા હતા, અને આટલી બધી રાત સુધી તમે ક્યાં રોકાયા ?

જીવ૦—તમારા ગામને પાદર મોટું તળાવ છે, તેમાં અત્યારે સુંદર પોયણીઓ ખીલી છે, તેની શોભા જોવા સારૂ ઘણી વાર સુધી તો અમારૂં મન ત્યાંજ વળગી રહ્યું હતું. જાણે કે રાત્રીરૂપી સ્ત્રીનું મુખ જોવાનું દર્પણ હોય એવું સરોવર શોભતું હતું. તે વિષે અમે એક શ્લોક કહ્યો.

દેવબા૦—શી રીતે કહ્યો.

જીવ૦—(શીખી રાખેલો.)

वसंततिलका वृत्त.

चंद्रप्रभाव मुख †शर्वरि बालिकानो,
तारातणो समूह §मौक्तिक मालिकानो;
आ लोक मध्य अतिलायक लेखवानुं,
शोभीत श्रेष्ठ ‡सर दर्पण देखवानुं. ३८

રંગલો—આંખો મીચીને તે શ્લોક કહ્યો હશે !

જીવ૦—તે પછી તો પહોર રાત ગઈ, એટલે જાણ્યું કે હવે તો સૂઈ રહ્યાં હશે, માટે આપણે પણ અહીં ગામને પાદર સૂઇ રહેવું. સવારે ઊઠીને તમારે ઘેર આવવાનો વિચાર હતો.

* પાણી. † રાત. § મોતી. ‡ તળાવ.

**દેવબા૦**—આગળ તમે અહીં આવ્યા હતા, ત્યારે તો કહેતા હતા કે હું સંધ્યાકાળથી અનુષ્ઠાન કરૂં છું, માટે દહાડો આથમે એટલે તરત એક ઓરડીમાં પેસતા હતા તે સવારે બહાર નીકળતા હતા. તે અનુષ્ઠાન પૂરૂં થયું કે શું?

**રંગલો**—તે અનુષ્ઠાન ને જીવરામભટ્ટની આવરદા, બંને સાથે પૂરાં થશે.

**उपजाति वृत्त.**

**स्वभावनी साधित साधनानुं,**
**पूरुं अनुष्ठान नथी थवानुं;**
**समाप्ति तेनो मरवा समामां,**
**पूर्णाहुती तो पछिथी चितामां. ३८**

**જીવ૦**—અનુષ્ઠાન તો હજી પૂરૂં થયું નથી; પણ આખા વર્ષમાં ફક્ત એક રાતે બહાર નીકળવાની અમે છૂટ રાખી છે.

**દેવબા૦**—રોજ રાતે તમે શેનું અનુષ્ઠાન કરો છો?

**રંગલો**—ઉંઘદેવીનું અનુષ્ઠાન કરે છે.

**જીવ૦**—અમે અજપા ગાયત્રીનું અનુષ્ઠાન કરીએ છૈએ.

**દેવબા૦**—અજપા ગાયત્રી કેવી હશે?

**જીવ૦**—બ્રહ્મા ગાયત્રી, વિષ્ણુ ગાયત્રી, રૂદ્ર ગાયત્રી, ગણેશ ગાયત્રી, ઇત્યાદિ ઘણા પ્રકારની ગાયત્રીઓ છે, તેમાં જપ કર્યા વગર એની મેળે જપાય તે અજપા ગાયત્રી કહેવાય છે.

**દેવબા૦**—જપ કર્યા વગર શી રીતે જપાય?

**જીવ૦**—આપણે જ્યારે શ્વાસ લઇએ છીએ, અને પાછો મૂકીએ છીએ, ત્યારે તે શ્વાસના ધ્વનિનો આભાસ થાય છે તે.

**દેવબા૦**—શ્વાસના ધ્વનિનો આભાસ કેવો હોતો હશે?

**જીવ૦**—શ્વાસ લેતાં **हं**, અને મૂકતાં **सः**, વળી લેતાં **सो**, અને મૂકતાં **हं**, ધ્વનિ થાય છે તેથી "**हंसःसोहं**" એવો મંત્ર નિરંતર એની મેળે જપાયા કરે છે. તે દરેક પળમાં ૬ વાર, ને એક ઘડીમાં ૩૬૦ વાર, અને એક દહાડો ને રાત મળીને એકવીસ હજાર ને છસેં શ્વાસોચ્છ્વાસ લેવાય છે, તેનું નામ અજપા ગાયત્રી કહેવાય છે; ને તે રાત આખી મળીને ૧૦૮૦૦. એટલે સો માળા જપાય છે. આ ઉપરથી માળાના મણિકા ૧૦૮ કર્યા હશે. માટે સવારમાં નહાયા પછી હાથમાં જળ લઇને સંકલ્પ કરવો કે આજ હું દશ હજારને આઠસેં અજપા ગાયત્રી જપું તે બ્રહ્માર્પણમસ્તુ. તો પછી બીજી ગાયત્રીનો, કે કોઈ મંત્રનો જપ કરવાની જરૂર નથી.

**રંગલો**—થયું, સંધ્યાગાળાનું માંડી વાળ્યું.

**દેવબા૦**—કેવું આસન વાળીને એ મંત્રનો જપ થતો હશે?

**જીવ૦**—આસન ચોરાશી પ્રકારનાં કહ્યાં છે. આમ કાચબાની પેઠે બેશીને જપ કરે તો **कूर्मासन** કહેવાય. આમ મચ્છની પેઠે લાંબો પડીને જપ કરે તે **मत्स्यासन**, આમ પારસનાથની પેઠે બેસે તે **पद्मासन**. **एकपदासन**, **उर्ध्वभुजासन**, **हंसासन**, **वृषभासन**, **गरूडासन**, વગેરે. (કેટલાંએક આસન ભોંય વાળી દેખાડે છે.)

**દેવબા૦**—ત્યારે તમે રાતે કયું આસન વાળ ને અજપા ગાયત્રી જપો છો ?

**જીવ૦**—અમે રાતે આમ શબાસને કરીને ચારે પહોર અજપા ગાયત્રી જપીએ છૈએ. ( મડદાની પેઠે સૂઇ દેખાડે છે. )

**રંગલો**—આ તો માણસની બળતી ચહેમાં વાળવું પડે છે તે આસન થયું.

**જીવ૦**—( ઉઠીને ) શાસ્ત્રમાં તો રાતના ચારે પહોરનાં જુદાં જુદાં ચાર આસન કહેલાં છે.

**દેવબા૦**—તે કેવાં હશે.

**જીવ૦**—

## श्लोक.

**सर्वांगाच्छादनं पूर्वं, सैकवस्त्रासनं ततः ।**
**दिगंबरासनं पश्चाच्छ्वानकुंडालिकासनम् ॥ ४० ॥**

**અર્થ**—રાતના પહેલા પહોરમાં આવી રીતે આખા શરીર ઉપર ઓઢીને લાંબા થઇને પડવું, તે "સર્વાંગાચ્છાદનાસન" કહેવાય; પછી બીજે પહોરે ઓઢેલી ચાદર ખશી જાય, અને પહેરેલુંજ એક પોતિયું રહે તે "સૈકવસ્ત્રાસન" કહેવાય. ત્રીજે પહોરે તે એક લૂગડું પણ ખશી જાય તે "દિગંબરાસન" કહેવાય.

**રંગલો**—દિગંબરાસન કરી દેખાડોને.

**જીવ૦**—દિગંબરાસન જોવું હોય તો જઇને કાશીના પરમહંસોને જો.

**દેવબા૦**—પછી ચોથે પહોરે કેવું આસન વાળો છો ?

**જીવ૦**—પાછલે પહોરે ટાઢ પડે તે વખતે આવી રીતે "શ્વાન

કુંડલિકાસન" વાળવુંજ જોઇએ. એવાં આસન વાળે તો અજપા ગાયત્રીની સિદ્ધિ થાય.

**દેવબા૦**—ત્યારે અનુષ્ઠાનની વખતે ધૂપ, દીવા કરવા જોઇએ તે ?

**જીવ૦**—માનસિક ધૂપ, દીવા કરીએ છૈએ.

**દેવબા૦**—માનસિક કેવી રીતે ?

**જીવ૦**—મનમાં ધારીએ કે દેવજી સરૈયાની દુકાનમાં આગ લાગી, અને અગરત્તીની કોઠી સળગી ઉઠી; એટલે દેવને ધૂપ સારી પેઠે થયો. મ્યુનિસિપાલ ખાતાવાળાએ દીવા કર્યા એટલે દેવને **दीपं समर्पयामि** એમ કહીને જળ મૂકીએ; એટલે થયું. દેવને કાંઈ જોઈતું નથી. દેવ તો ભાવના ભૂખ્યા છે.

**દેવબા૦**—ત્યારે કાલે હું પણ મનમાં ધારીશ કે જીવરામભટ્ટને લાડવા, જલેબી, બરફી, વગેરે ભાતભાતના ભોજન **समर्पयामि**, એમ કહીને જળ મુકીશ એટલે થયું પછી તમારે વાસ્તે મારે રસોઈ કરવી પડશે નહિ !

**જીવ૦**—માણસને તો એમ ન ચાલે, અને દેવને તો ચાલે.



## भोजन प्रसंग.

**દેવબા૦**—ઉઠો હવે નહાઈ લો. કંસાર, દાળ, ભાત તૈયાર છે, અને રસોઈ ઠરી જાય છે.

**જીવ૦**—અને સોમનાથભટ્ટને કહેલું છે, કે અમારે તમારા ઘરનું અન્ન ખાવું નથી.

**સોમના૦**—લો એ તો જાણ્યું જાણ્યું ? હવે છાનામાના નહાઈ

લો, આ નહાવાનું પંચિયું.

જીવ૦—ના અમારે નથી જમવું. (એમ કહેતો કહેતો પંચિયું પહેરીને ઉભો રહે છે.)

સોમના૦—ચાલો ખાળે. (હાથ ઝાલીને ખાળે લઇ જઇ બેસારીને) આ હાંલ્લામાં ઊનું પાણી છે તેથી નહાઓ, (આઘો જાય છે.)

જીવ૦—(બીજું હાંલ્લું પડખે હતું તે પોતાના ઉપર રેડે છે.)

**गंगे च यमुने चैव, गोदावरि सरस्वति,**
**नर्मदे सिंधो कावेरि, जलेऽस्मिन् संनिधिं कुरु. ४१**

હર હર ગંગે, હર હર ગંગે. થુ! થુ! થુ!!!

સોમના૦—અરે! હાય હાય! આ શું કર્યું?

જીવ૦—કેમ છે? થુ! થુ! થુ!!!

સોમના૦—અરે! એ મેલા હાંલ્લામાં તો ભેંશનું મૂતર હતું. ઊના પાણીનું તો પેલું ઉજળું હાંલ્લું છે.

જીવ૦—તમને પારકા દુઃખની ખબર પડે નહિ, એટલે હસો છો.

સોમના૦—કેમ વારૂ?

જીવ૦—અમે જાણ્યા વગર એમ કર્યું નથી. થુ! થુ! થુ!!!

રંગલો૦—જીવરામભટ્ટ દેખતા નથી, એમ તમે જાણશો નહિ.

જીવ૦—અમારે શરીરે લુખસ થઇ છે, માટે વૈદે કહ્યું છે કે પ્રથમ ભેંશના મૂતરે નહાઇને પછી ઉન્હે પાણીએ નહાવું. એટલે લુખસ મટી જશે. તેથી અમે પ્રથમ ભેંશના

મૂતરે નહાયા. હવે આ ઉહે પાણીએ નહાઇશું.

**સોમ૦**—ઠીક છે, નહાઓ.

**જીવ૦**—(નાહાઇને ઉભા થઇને ફાંફાં મારે છે, અબોટિયું જડતું નથી, તેથી નાક ઝાલીને ઉભો રહે છે.)

**દેવબા૦**—હવે ઝટ અબોટિયું પહેરો, વાળુ કરી જાય છે.

**રંગલો૦**—નાક સાંભળે છે, જે નાક છે કે ગયું?

**જીવ૦**—તમે ગામડિયા લોકો શું સમજો? અમે રોજ નાહાઇને ત્રણ ઘડી સુધી પ્રાણાયામ કરીએ છૈએ. ત્યારે આજ એક બે ઘડી સુધી તો કરીએ.

**રઘના૦**—(સોમનાથને) તે અબોટિયું દેખી શકતો નથી માટે ઢોંગ કરે છે. તું જઇને એના હાથમાં અબોટિયું ઝોંસ.

**સોમના૦**—લો. આ અબોટિયું પહેરો.

**જીવ૦**—(અબોટીયું પહેરીને ઉભો રહે છે.)

**દેવબા૦**—વળી કેમ ઉભા થઇ રહ્યા? ચાલો ઝટ, આવીને આ પાટલે બેસો.

**જીવ૦**—અમે અમારામાં વિચારમાં ઉભા છૈએ, કાંઇ અમસ્તા ઉભા નથી.

**દેવબા૦**—વળી શો વિચાર થયો?

**રંગલો**—વિચાર પેલા ભવના નશીબનો!

**જીવ૦**—શો તે શો? અમારા સસરાને પૂછોને.

**દેવબા૦**—તમારા સસરાને શું પૂછું? તમેજ કહોને.

**જીવ૦**—અમને દશ રૂપૈયાની પાઘડી અપવાની કહી છે, તે આપો તો જમવા બેશાશું. નહિ તો અમારે જમવું નથી.

**દેવબા૦**—અત્યારે પાઘડી ક્યાં લેવા જાય ? સવારે આપીશું.

**રંગલો૦**—ત્યારે તમારો સાલ્લો, કે ઘાઘરો કહાડીને આપો.

**જીવ૦**—અમારે અત્યારે જોઇએ. પછી તમે સવારે કાંઇ આપો નહિ, માટે કાં તો કોઇને કબુલાવો.

**દેવબા૦**—આટલી દશ રૂપૈયાની પણ અમારી સાહુકારી નથી કે ?

**જીવ૦**—એ તો બધા સંસારની રીત છે, કે જેને નાણાવટીઓ હજારો રૂપૈયા ધીરતા હોય, પણ જમાઈ પાંચ રૂપૈયા વાસ્તે જમાન માગે.

**उपजाति वृत्त.**

नामे लखीने धन लाख धीरे,
अने गणाता उमदा अमीरे;
ते अल्प माटेज लबाड लागे,
जरुर जामात्र जमान मागे. ४१

**दोहरो.**

अबर कोइ कदि ए रिते, जो मागेज जमान;
तो ते तेने अंतरे, अति माने अपमान. ४२

**રઘના૦**—(હળવે સ્ત્રીને) તે આંધળાને દોરી લાવીને બેસાર.

**દેવબા૦**—(હાથ ઝાલીને) ચાલો ચાલો, પાઘડી સવારે આપીશું,

**જીવ૦**—ના, ના, ઉંહું ! ઉંહું ! અમારે નથી જમવું, નથી જમવું (એમ કરતો આવે છે.)

રંગલો૦—

## दोहरो.

कथने तो ना ना कहे, हैयामां हा होय;
धूताराना ढोंग ते, कळी शके सहु कोय. ४३

દેવબા૦—આ પાટલા ઉપર બેસો, હું રસોડામાંથી કંસાર લઈ આવું.
(એમ કહીને ઝટ જાય છે.)

જીવ૦—(બેસે છે; પણ મોઢું ભીંત સામું થયું ને થાળી પુંઠે રહી)

રંગલો૦—વાહ વાહ! કહો છોને કે જીવરામભટ્ટ દેખતા નથી?

દેવબા૦—(આવીને) અરે એમ અવળે મોઢે કેમ બેઠા? આમ ફરીને બેસો. થાળી તો પછવાડે રહી.

જીવ—અમે કાંઈ વગર જાણે અવળે મોઢે બેઠા નથી; પણ અમારે જમવું નથી, માટે આમ બેઠા છીએ.

દેવબા૦—હવે આ તરફ મોઢું ફેરવો.

જીવ૦—પાઘડી આપો તો મોઢું ફેરવીશું; નહિ તો અમારે જમવું નથી.

દેવબા૦—(ઝાલીને ઉભો કરીને બેસારે છે.) જુઓ આ કંસાર, એટલો કે વધારે જોશે?

જીવ૦—(હાથ ફેરવીને) આટલો બસ છે.

દેવબા૦—(ઘીની વાઢી લેવા જાય છે, ત્યાં પાડી આવીને થાળીમાંથી કંસાર ખાઈ જાય છે.)

જીવ૦—(શું કરવા હલાવ હલાવ કરો છો? એ તો હમણાં ઠરી જશે.)

દેવબા૦—(આવીને) અરે હાય! હાય! કંસાર તો પાડી ખાઈ જાય છે. તમે થાળીની ખબર કેમ રાખતા નથી?

જીવ૦—છોને ખાઇ જતી. અમારે જમવું હોય તો ખબર રાખીએને ?

રંગલો—સસરાના ઘરનું છોકરૂં કે વાછડું આવીને થાળીમાંથી ખાવા માંડે તો તેને કાઢી મૂકાય કે ?

દેવબા૦—(પાડીને હાંકીને બીજો કંસાર પોરસે છે.) જુઓ એટલો કે વધારે જોશે ?

જીવ૦—એટલો બસ છે.

દેવબા૦—(રસોડામાંથી વાટી લાવીને ઘી પીરસે છે.)

જીવ૦—વળી રાંડ કંસાર ખાવા આવી કે ? લે ખા, ખા. (જોરથી લાત મારે છે.)

દેવબા૦—અરર! મુઇ આ દીકરી, ને મુઓ આ જમાઈ. મારો દાંત પડી ગયો. લોહી નીકળ્યું, થુ, થુ, થુ. !

રંગલો૦—ઠીક કર્યું. ભલી લાબશી ખવરાવી. એજ લાગની છે.

જીવ૦—ઘરડાં થયાં પણ હજી તમને પીરસતાં આવડતું નથી. આટલું બધું ઘી રેડાય ? આવી લાબશી તમે ખાઓ, અમને તો ભાવે નહિ.

રઘના૦—લાત શા વાસ્તે મારી ?

જીવ૦—અમારો સ્વભાવ આકરો છે. આમ ઘીનો બગાડ કરે તે અમારાથી ખમાય નહિ, તેથી લાત મરાઇ ગઇ.

દેવબા૦—લો આ દાળ, ભાત, અને શાક, હવે જમવા બેસો.

જીવ૦—(ભાત દાળ વગેરે થોડાંક એકઠાં કરીને ભોંય ઉપર ગણ બળિદાન મૂકે છે.)

દેવબા૦—તમે એ શું કર્યું ?

રંગલો—એના બાપની હોળી કરી.

જીવ૦—તમે જાણતા નથી કે ?

દેવબા૦—તમારો સસરો રોજ આમ કરે છે ખરા; પણ મેં કદી પૂછ્યું નથી કે આ શા વાસ્તે કરો છો ?

જીવ૦—એ તો બ્રાહ્મણના કુળનો ધર્મ છે કે એમ કરવું; કેમકે બ્રાહ્મણ જ્યારે જમવા બેસે છે, ત્યારે તેમનાં દર્શન કરવાને ભૂપતિ એટલે બ્રહ્મા, ભૂવનપતિ એટલે વિષ્ણુ, અને ભૂતપતિ એટલે મહેશ્વર, એ ત્રણ દેવો આવે છે.

રંગલો—આવા મિથ્યાભિમાનીનાં દર્શન કરવા કેમ ના આવે? દરબારે ઢંઢેરો પીટાવ્યો છે માટે સવારે બધા ગામના લોકો દર્શન કરવા આવશે.

જીવ૦—માટે તે દેવોને બળિદાન આપીને જમવા માંડવું. નહિ તો તે ત્રણે દેવો નિરાશ થઇને શાપ દે છે.

રંગલો૦—ખરી વાત ! તમેં બલિદાન ન આપો તો તેઓ બિચારા ભૂખે મરે, માટે શાપ દેજ ! !

દેવબા૦—ત્યારે કદાપિ તમે તમારા ગામનો રાજા, અને પ્રધાન, કોઇને ઘેર મળવા જાઓ, તે વખતે તે જમવા બેસતો હોય, ને તેના સામા જઇને બેસો. પછી તે ભાત, દાળ વગેરે થોડુંક એકઠું ગંદા જેવું કરીને, જેમ કૂતરાને કે બિલાડીને વાસ્તે ભોંય ઉપર ખાવા નાખે, તેમ તમારા સામું નાખીને કહે કે—આ લો જીવરામભટ્ટ તમે; આ લો રાજાજી તમે; આ લો દીવાનજી તમે; તો તે બેઅદબી લાગશે કે નહિ ? અને તેથી તમને રીસ ચડશે કે નહિ !

જીવ૦—માણસને રીસ ચડે, પણ દેવને ચડે નહિ. મોટાનાં પેટ

મોટાં હોય, કહ્યું છે કે—

### उपजाति वृत्त.

मोटा तणां पेट सदैव मोटां,
छोटा तणां पेट सदैव छोटां;
वर्षादने गाळ जनो भणे छे,
तथापि ते क्यां कदिये गणे छे. ४४

( પછી કાંઇ બબડીને પાંચ કોળિયા મોમાં મૂકે છે. )

**દેવબા૦**—એ શું કર્યું?

**જીવ૦**—એ તો પ્રાણાગ્નિહોમ,

**દેવબા૦**—પ્રાણાગ્નિહોમ એટલે શું?

**જીવ૦**—શાસ્ત્રમાં કહ્યું છે કે, બ્રાહ્મણનો દીકરો રોજ અગ્નિહોમનાં કુંડમાં હોમ કર્યા વિના જમવા બેસે, તો તેને મહા પાપ લાગે છે, માટે તેને બદલે પ્રાણરૂપી અગ્નિમાં પ્રથમ પાંચ આહુતિઓ હોમીને જમે તો તેને અગ્નિહોત્ર કર્યા જેટલું પુણ્ય થાય છે.

**દેવબા૦**—કોળીયા વાળીને મોંમાં મૂકયા, તે હોમ કર્યો કહેવાય કે?

**જીવ૦**—હા, પ્રાણાગ્નિહોમ કહેવાય. પછી અગ્નિમાં હોમ કરવાની ઝાઝી જરૂર નથી.

**દેવબા૦**—ત્યારે પ્રાણાગ્નિહોમ તો બધા પ્રાણીઓ કરે છે, તેમાં તમે શી નવાઇ કરી?

**જીવ૦**—આહુતિનો મંત્ર ભણ્યા વિના કોળિયા ભરે તે પ્રાણાગ્નિહોમ કહેવાય નહિ.

દેવબા૦—ઠીક છે, જમી લો.

જીવ૦—(રઘનાથને) ગયા વરસમાં અમે ગોદાવરીની જાત્રાએ ગયા હતા, તે રસ્તામાં જે જે ગામ આવ્યા, તે તે ગામના પંડિતોને બોલાવીને ચરચા કરીને અમે જીત્યા હતા.

રઘના૦—કઇ વિદ્યામાં જીત્યા હતા ?

જીવ૦—વાચાળ વિદ્યામાં જીત્યા હતા.

રઘના૦—વાચાળ વિદ્યા કઈ કહેવાય ?

જીવ૦—

### શ્લોક.

यत्र शाब्दिकास्तत्र तार्किका
यत्र तार्किकास्तत्र शाब्दिकाः
यत्र नोभयं तत्र चोभयम्,
यत्र चोभयं तत्र नोभयम्. ॥ ४६ ॥

અર્થ—જ્યાં વૈયાકરણી મળ્યા. ત્યાં અમે તર્કશાસ્ત્રી થયા અને જ્યાં તર્કશાસ્ત્રી મળ્યા, ત્યાં અમે વૈયાકરણી થયા; અને જ્યાં વ્યાકરણ કે તર્કશાસ્ત્ર કશું જાણે નહિ, ત્યાં અમે બંને શાસ્ત્રના જાણનાર થયા; અને જ્યાં બંને શાસ્ત્રના જાણનાર મળ્યા, ત્યાં અમે બંને શાસ્ત્રની વાત પડી મૂકીને જુદોજ રસ્તો પકડ્યો. વળી શાસ્ત્રીઓએ જે કહ્યું તે અમે કબુલ કર્યુંજ નહિ, એ રીતે જીત્યા.

રઘના૦—કચ્છના માંડવી બંદરવાળા વિશ્વનાથ* શાસ્ત્રી બહુ વખણાય છે, તે તમને મુંબઇમાં કે ક્યાંહિં મળ્યા હતા કે ?

* જ્યાં નાટક થતું હોય ત્યાંના નામીચા શાસ્ત્રીનું નામ લેવું.

જીવ૦—અરે! એને લોકો વખાણે છે, તેથી અમને બહુ રીસ ચડે છે, એનામાં શો માલ છે?

રંગલો—

उपजाति वृत्त.

जो पारकी कीर्त्ति पडेज काने,
मीठाश तेमां मनथी न माने;
स्वकीर्त्तिनां गायन गाय गाजी,
मिथ्याभिमानी मुरखा मिजाजी. ४६

જીવ૦—પણ કેટલા બધા લોકો અમારીજ પંડિતાઇનાં વખાણ કરતા હતા!

સોમના૦—બાપા આ વાત સાચી હશે?

રઘના૦—

वसंततिलका वृत्त.

जेने न जाण कदि कोकिल काग केरुं,
ते कागनुं कदि वखाण करे घणेरुं;
जेणे सुण्या श्रवण कोकिल शब्द सारा,
ते कागना स्वर सुणी नहि माननारा. ४७

સોમ૦—પણ પંડિતો મૂર્ખનાથી કેમ હારે?

રઘના૦—

### दोहरो.

अभिमानी मत आपनो, मुके नहि तलमात्र;
ते माटे तेथी हठे, शाणा लोक सुपात्र. ४८

સોમના૦—જીવરામભટ્ટ, તમે કાંઇ સંસ્કૃત અભ્યાસ કરેલો કે ?

જીવ૦—સંસ્કૃત, ફારસી, અરબી, લાટિન અને ઇંગ્રેજી, એકે વિદ્યા અમારી અજાણી નથી, બધી વિદ્યાઓ અમે જોઈ લીધી છે.

રંગલો—મિથ્યાભિમાનીનું અજાણ્યું કાંઈ ન હોય, એ તો માના પેટમાંથીજ ભણી ગણીને અવતરેલા હોય.

રઘના૦—તમે કેની પાસે વિદ્યા ભણ્યા હતા ?

જીવ૦—અમારી મેળે અમે બધી વિદ્યાઓ શીખી લીધી છે, કોઇને ગુરૂ કર્યો નથી.

રંગલો—કપટી માણસ વિદ્યા ચોરી લે, અથવા ચોરાવી લે પણ શિષ્ય થઇને ન લે. કહ્યું છે કે—

### उपजाति वृत्त.

चोरावि ले, के चित्त चोरि राखे,
विद्यागुरूने गुरुजी न भाखे;
जुओ कळा ए कपटी जनोनी,
करे वडाई स्व-पराक्रमोनी. ४९

સોમના૦—તમે એક પુસ્તક રચ્યું છે કે ?

જીવ૦—હા, "જીવરામવિનોદ" નામનો મોટો ગ્રંથ અમે રચ્યો છે.
રંગલો૦—કોઇક પાસે રચાવીને પોતાનું નામ ઘાલ્યું હશે.

**इंद्रवज्रा वृत्त.**

**बीजा कने काम कशुं करावे,**
**तेनुं वधुं मान स्वयं धरावे;**
**गाडी तळे श्वान गती करीने,**
**फूलाय छे फूल वृथा धरीने. ५०**

સોમના૦—ત્યારે સંસ્કૃત શ્લોકનો અર્થ કરો ખરા કે?
જીવ૦—હોવે, શા વાસ્તે ન કરીએ? શું અમે નથી જાણતા?
સોમના૦—'**रामो लक्ष्मणमब्रवीत्**' એટલાનોજ અર્થ કરો જોઇએ.
જીવ૦—**रामोलक्ष्मणमब्रवी** તડડ (છેલો **तू** લંબાવીને બોલે છે)
સોમના૦—**तू** ટુંકો બોલવો કેમકે તે ખોડો છે.
જીવ૦—એમાં કાંઈ કઠણ અર્થ નથી, રામો એટલે રામ, લક્ષ્મણ તે લક્ષમણ, અને મબ્રવી તે સીતા.
સોમના૦—શાથી જાણીએ કે, મબ્રવી એટલે સીતા?
જીવ૦—રામને લક્ષમણની જોડે સીતા વિના બીજી મબ્રવી કેઇ હોય? એટલું અક્કલથી જાણીએ કે નહિ?
સોમના૦—પછી **त** રહ્યો તેનો શો અર્થ?
જીવ૦—**तू** એટલે હનુમાન.
સોમ૦—શાથી જાણીએ કે **तू** એટલે હનુમાન?
જીવ૦—જોને **त**નો પગ લંગડો છે કે નહિ?

**રંગલો**—શાબાસ! શાસ્ત્રી બાવા શાબાસ! આવા શાસ્ત્રી તો કાશીમાં પણ નહિ હોય.

**સોમના૦**—તમે અંગ્રેજીનો અર્થ કરશો કે?

**જીવ૦**—અંગરેજી શું? તમારે ગમે તે પૂછોને.

**સોમના૦**—Twinkle twinkle little star, ("ટ્વિંકલટ્વિંકલ લિટલ સ્ટાર" એટલાનોજ અર્થ કરો જોઇએ?

**જીવ૦**—એમાં શું છે? ટિંવકલ ટિંવકલ એટલે ટપકાં ટપકાં, અને લિટલ લિટલ એટલે લીટા લીટા, સાહેબ કરે છે તે. (હાથનો ચાળો કરી બતાવે છે.)

**સોમના૦**—એમાં તો આકાશના ચળકતા ચળકતા નાના તારા વિશે છે.

**જીવ૦**—ત્યારે અમે પણ એજ કહ્યું કે નહિ? દુનિયાનો સાહેબ આકાશમાં ટપકાં ટપકાં અને લીટા લીટા કરે છે તે.

**સોમના૦**—ત્યારે અમારા દરબાર સ્કુલ સ્થાપનાર છે, તેના માસ્તર તમે થશો?

**જીવ૦**—ઉપરીની મહેરબાની હોય તો સ્કૂલ તો શું પણ કોલેજનું કામે ચલાવી શકીએ.

**દેવબા૦**—હવે કંસાર કે કાંઈ લેશો કે?

**જીવ૦**—ના, હવે ભાત લાવો.

**દેવબા૦**—( ભાત પીરસે છે ).

**જીવ૦**—(જમીને *ચળુ લઇને વાતો કરવા મંડે છે) ગયા ચોમાસામાં અહિં વર્ષાદ કેવો હતો?

* મો ધોવું.

**દેવબા૦**—હવે જઇને પેલી શેતરંજી ઉપર બેસો. અને લુગડાં પહેરો.

**જીવ૦**—અરે! ઘણે દહાડે ભેગાં થયાં છીએ માટે પેટ ભરીને વાતો તો કરીએ?

**દેવબા૦**—જાઓ, વળી કાલ આખો દહાડો વાતો કરીશું.

**જીવ૦**—મને તો તમારી આગળથી ઉઠીને જવાનું ગમતું નથી.

**રંગલો**—સાસુના મોઢાની વાતોમાં બહુ મિઠાશ હોય છે, કહ્યું છે કેઃ—

## शार्दूलविक्रीडित वृत्त.

**पूरी ने दूधपाक शाल सरवे, लाडू सवाशेरियो,**
**द्राक्षा दाडम शेलडी सरस के, केळां तथा केरियो;**
**ए सौ स्वाद सृज्या घणाय पण ते, शुं श्रेष्ठ स्वादिष्ठ छे?**
**वातो सासुतणा रुडा वदननी, मिष्टानथी मिष्ट छे. ५१**

**જીવ૦**—પણ તમે સોમનાથભટ્ટની વહુના સીમંત ઉપર અમને કંકોતરીજ મોકલી નહિ તે કાંઇ ઠીક કર્યું નહિ. એ બાબતનો અમારા મનમાં બહુ ધોખો લાગ્યો છે.

**રંગલો૦**—હવે ફરીથી અધરણી આવશે ત્યારે કંકોતરી મોકલશે!

**રઘના૦**—(સોમનાથને હળવે) એ મિથ્યાભિમાનીનો હાથ ઝાલીને પેલી શેતરંજી ઉપર લઇ જઇને બેસાડ. એ તો આખી રાત લવારો કરશે.

**સોમ૦**—(જીવરામભટ્ટને) ચાલો હવે, પાન સોપારી આપું. (દોરીને શેતરંજી ઉપર લઈ જઇને બેસાડે છે.)



## પ્રવેશ ૨ જો.

( જમનાની બહેનપણી ગંગા આવે છે. )

ગંગા૦—જીવરામભટ્ટ આવ્યા છે કે શું?

રંગલો૦—( લટકું કરીને ) હા!! જીવરામભટ્ટ આવ્યા છે.

જીવ૦—આવો. કોણ એ?

ગંગા—એ તો હું ગંગા.

જીવ૦—હા. ખરાં, ખરાં. આવો, સુખશાતામાં છો?

ગંગા—તમે મને ઓળખી કે?

જીવ૦—તમને ના ઓળખીએ એવું હોય? અમને પળિયેલ ને ટળિયેલ કહ્યા હતા, એજ તમે કે નહિ?

ગંગા૦—( ખડખડ હસીને ) અહો! તે દહાડાની વાત હજી સાંભરે છે કે?

જીવ૦—એ તે વળી ભુલી જવાય કે?

દેવબા૦—ગંગા શી વાત હતી? કહે તો ખરી.

ગંગા—એ તો જ્યારે આપણી જમનાનાં લગ્ન થયાં હતાં, ત્યારે અમે સાત આઠ જણીઓ મળીને આવતી જાને વર જોવા ગામને પાદર ગયાં હતાં.

રંગલો૦—બાજીગરનું માંકડું જોવા સારૂ એટલા બધાં છોકરાં અને બાઇડીઓ ટોળે મળે છે, તો આવા રૂપાળા વરને જોવા કેટલાં બધાં મળ્યાં હશે?

ગંગા—પછી જીવરામભટ્ટની મુછમાં પળિયાં આવેલાં હતાં, તે જોઇને એક જણીએ કહ્યું કે વર તો પળિયેલ દેખાય છે.

એટલે વરે જાણ્યું કે મને ઘરડો કહ્યો, તેથી જુવાની જણાવવા સારૂ કાછડો વાળીને નાનાં ઝાડ કૂદી જવા માંડયાં. ત્યારે મેં કહ્યું કે પળિયેલ તો પળિયેલ, પણ વળી *ટળિયેલે દેખાય છે. તે વાત હજી સુધી જીવરામ-ભટ્ટે સંભારી રાખી છે.

રંગલો—

उपजाति वृत्त.

कुढंगने ढांकण ढांकवाने,
करे कदापी कपटी कळाने;
विशेष विख्यात कुढंग थाशे,
वन्हि न ढंकाय घणेक घासे. ५२
समातणी वात समेज सारी,
समा विना सौ कथशे नठारी;
गतां अवस्था शिरश्वेत श्रेष्ठा,
कदी न शोभे कृत बालचेष्टा. ५३

દેવબા૦—તે અસલથીજ મિથ્યાભિમાની છે.

જીવ૦—તે દહાડે તો અમારી ઉમર કાચી હતી, તે માટે છોકર-વાદથી અમે ઝાડ કૂદવા માંડયાં હતાં. કહ્યું છે કે.

उपजाति वृत्त.

न बोलवाना बहु बोल बोले,

* જીવ ટળેલ.

न खोलवाना पण भेद खोले;
स्वतंत्रता ईश्वरदत्त सारी,
बाळापणुं तो बहु शुखकारी. ५४

દેવબા૦—શું તમે તે દહાડે નાના હતા કે?

જીવ૦—નાના નહિ ત્યારે શું આજ છીએ એવડા હતા?

દેવબા૦—આજ તમારી ઉમર પંચાવન વર્ષની થઈ કે નહિ?

જીવ૦—હા, હવે તો પંચાવન વર્ષ થયાં, પણ તે દહાડે કયાં પંચાવન થયાં હતાં? તે દહાડે તો છોકરવાદની અવસ્થા હતી.

દેવબા૦—તમને પરણ્યાને સાત વર્ષ થયાં, ત્યારે તે દહાડે અડતાળીશ વર્ષના હતા, તે છોકરવાદ કહેવાય?

જીવ૦—પણ તે દહાડે અમારા બાપ જીવતા હતા, એટલે તેમના આગળ તો અમે નશીબદાર છોકરૂં કહેવાઇએ. કહ્યું છે કે—

उपजाति वृत्त.

जो पुत्र पंचावन वर्ष मोटो,
पिता गणे बालक छेक छोटो;
सदैव शीखामण दे रुपाळी,
ते पुत्र तो पूरण पुण्यशाळो. ५५

દેવબા૦—તે ઝાડવાં કૂદે એવું છોકરૂં કહેવાય કે?

રંગલો—કુંવારા હોય, તે તો ઝાડવાં તો શું પણ વાડા કૂદે, અને વખતે છાપરાં પણ કૂદે. જેટલા પરણેલા નથી તે પચાશ વર્ષના હોય તોપણ નાનાં છોકરાં જેવાજ જાણવા.

જીવ૦—જુઓને, તે દહાડે જાનરડીઓ પણ ગાતી હતીઓ કે નહિ કે :—

(લટકું કરીને) "આળો વર તોરણ ચડયા" પણ એમ ગાતીઓ નહોતી કે "જુઠ્ઠો વર તોરણ ચડયા." ત્યારે શું તે ગાનારીઓ બધી જુઠી અને તમેજ એક સાચાં કે ?

દેવબા૦—અભિમાની માણસ પોતાનો મમત મુકે નહિ. કોણ તેની સાથે માથાકૂટ કરે.

## दोहरो.

अभिमानीने उचरतां, छे सर्वे मग छूट;
अंते आपण थाकिये, करतां माथाकूट. ५६
मनमां समजे मूर्ख जे, वृथा वदुं छुं वाद;
मूर्ख ममत मुके नहीं, अभिमानी उस्ताद. ५७

( પડદો પડ્યો. )

ગાનારા ગાય છે.

---

ઉપલા પાત્રોનું કામ પૂરું થયું નથી, પણ અંક બહુ લાંબો થઇ ગયો, તેથી સભાસદો અકળાય. માટે વચમાં એક ફારસ કરી બતાવવાની જરૂર પડી.

# अंक ५ मो.

## ફારસ એટલે ઉપનાટક.

**પાત્ર**—૧ કુતુબમિયાં. ૨ વાઘજી રજપૂત.

(પડદો ઉઘડ્યો.)

**કુતુબખાં**—(ખભે બતક લઇને હસવા જેવી ચાલ ચાલતાં કેડે હાથ દઇને આવે છે.)

ગાનારો—"મિયાં આવ્યારે, બડે મિયાં આવ્યારે." (૪ વાર.)

રંગલો—એસા એસા કે હો હા.

(મિયાં એક કોરે રોવા જેવું મોં કરીને ઉભા રહે છે, ત્યાં વાઘજી રજપૂત ગંભીરાઈથી આવે છે.)

ગાનારા—"ઠાકોર આવ્યારે, વાઘો ઠાકોર આવ્યારે." (૪ વાર.)

રંગલો—થેઈયાં કે થેઇથા.

**વાઘજી**—(વિચારે છે.) અરે આવા જંગલમાં પેલો મિયાં ઊભો ઊભો રૂએ છે, તે કાંઇ મહા સંકટમાં પડેલો જણાય છે. માટે ચાલ જીવ, એને ધીરજ આપીએ. મિયાં કેમ રૂઓ છો?

**કુતુબ૦**—કોન રોતા હે? હમ તો રોતા નહિ હે.

**વાઘ૦**—તમારૂં મોઢું રોયા જેવું લાગે છે.

**કુતુબ૦**—એ તો ખુદાને બંદાકી સુરતાંઈ એસી બનાઇ હે.

**રંગલો**—ધન્ય વિધાતા! કેવી સુરત બનાઇ છે ને?

**વાઘ૦**—તમે કયાંથી આવ્યા?

**કુતુબ૦**—હમ દીલીસે આયે.

**વાઘ૦**—તમે પરણ્યા છો કે કુંવારા છો ?

**કુતુ૦**—અબી ગઈ સાલમેં હમને શાદી કીની હે.

**વાઘ૦**—તમારે પરણતાં કાંઈ ખરચ થાય કે ?

**કુતુબ૦**—તમારે લોકમેં જાતભાત જોતા હે, ઓર પેસા લગતા હે, લેકીન હમારામેં તો, મરદકી અચ્છી શીકલ દેખકે ઓરત આપસેં નીકા કરનેકું મંગતી હે. ઉસ સબબસે કુછ પેસા નહિ લગતા.

**વાઘ૦**—ત્યારે શું તમારૂં રૂપ દેખીને બીબી મોહીને આવી ?

**કુતુબ૦**—હાં, એસાઈ.

**રંગલો**—આવા રૂપાળા વરને મોહીને કેમ ન આવે ?

**વાઘ૦**—બીબીની ઉમ્મર કેટલાં વરસની છે ?

**કુતુબ૦**—હા, હા, હા, (હસીને) બીબીકી ઉમર, ઓર રૂપ રંગ સબ હમારી બરાબર હે.

**વાઘ૦**—બીબીના મોંમાં કેટલા દાંત છે ?

**કુતુબ૦**—દાંત તો હમારે મુંમે નહિ હે, ઓર બીબીકે મુંમેભી નહિ હે.

**રંગલો**—ત્યારે તો મોહીને આવે, એમાં શી નવાઇ ? "ખોદાને બનાયા જોડા, તો એક અંધા, ઓર દુસરા ખોડા."

**વાઘ૦**—આવા ઉજડ જંગલમાં એકલા આવતાં તમને બીક લાગી નહિ ?

**કુતુબ૦**—બંદા એકલા કીધરબી જા સકતા નહિ. લેકીન દિલ્લીમેં દુકાલ હુઆ ઉસ સબબસે હમ અઢારે ભાઈ નોકરકી ઉમેદવારીસેં ઈધર નીકલ આયે.

રંગલો—જેનાં નસીબ ઉઘડયાં હોય, તેને આવો સારો નોકર મળે.

વાઘ૦—તો તમારા બીજા ભાઇઓ ક્યાં ગયા ?

કુતુબ૦—ઇંવર ચુંવાલ પરગણામાં કોળી લોકકી ધાડ સાથ ગામસેં દૂર દો ખેતરવા બડા જંગલમેં લઢાઈ હુઈ. તબસેં સબ ભાઇ જીધર તીધર ભાગ ગયે. ઓર હમ એકીલા બડા હીમતદાર સો ઇધર નીકલ આયે.

વાઘ૦—કોળીની ધાડ સાથે શી રીતે લડાઇ થઈ ?

કુતુબ૦—હમ અઠારે ભાઈ એકીલે, ઓર સામને દો કોલીકી ઝુકમ આઇ.

રંગલો૦—વાહ ! વાહ ! !

કુતુબ૦—રામપરા ભંકોડાકા પાદરમેં બડા ઉજ્જડ જંગલમેં આવતીકને હુઇ, સો કયા બાત કહું મિયાં ? હુઈ સો હુઇ. એસી લડાઇ તો દિલ્લીકા તખ્ત લેનેકી બખ્ત બી નહિ હુઈ હોયગી. કોલી ભાઇકી ડાંગાં, ઓર સિપાઇ ભાઇકી ટાંગાં, કોલી ભાઇકા ઝરડા, ઓર સિપાઇ ભાઇકા બરડા. પછે કપડાં, હથિઆર સબ કોલીકું દે કે, કોલીકું હરવા કે નસાઇ દીએ.

રંગલો—કોળીને ભલા હરાવ્યા ! !

કુતુબ૦—પીછે અઠારે ભાઈ છૂટે પઠ ગયે, સો માલુમ નહિ કે કીધર ગયે !

વાઘ૦—તમારાં હથિયાર કયાં ગયાં ?

**કુતુબ૦**—હથિયાર ઓર પઘડી હમને કોલી લોકકું દે દીયા. હમ ખાનદાનકે ફરજંદ હે, હમ મખ્ખીચુસ નહિ હે, કે કીસીકું નહિ દેવે. "સીર સલામત, તો પઘડી બોતેરી."

**રંગલો**—આ વખતમાં ભીલપટ્ટણના કોળી લોકોએજ સિપાઇઓનાં હથિયાર છોડાવ્યાં છે.

**વાઘ૦**—તમારૂં નામ શું ?

**કુતુબ૦**—તુમારા નામ ક્યા ?

**વાઘ૦**—મારૂં નામ તો વાઘજી.

**કુતુબ૦**—મેરા નામ કુતુબ—

**રંગલો**—તમારૂં નામ કુત્તા.

**કુતુબ૦**—નહિ, નહિ, અભી મેં કહેતા હું. (અવળું જોઇને વિચાર છે.) અરે ખુદા ! ઇસકા નામ વાઘ, ઓર મેરા નામ કુતુબ. ઓ તો બડી શરમકી બાત. એસા નામ કેસે કહું ?

**વાઘ૦**—કેમ મિયાં ? તમારૂં પોતાનું નામ તમે ભૂલી ગયા કે શું ?

**કુતુબ૦**—સુનો મેરા નામ મેં અભી કહેતા હું.

**વાઘ૦**—હાં, કહો.

**રંગલો૦**—વિચારીને કહેજો હો, મિયાંનું નામ કાંઇ જેવું તેવું નહિ હોય ?

**કુતુબ૦**—હમેરા નામ "પાંચ સાત સાપોલિયાં, દસે બારે હાથી, ઓર દસ બીસ બાઘખાં' એસા હે.

**વાઘ૦**—વારૂ, ચાલો આપણે સામને ચાલ્યા જઇએ.

કુતુબ૦—તુમારે કીધર જાના હે? ઓર કયા કામકું જાતે હો?

વાઘ૦—કચ્છના *રાવસાહેબની હું નોકરી કરૂં છું, તે એક મહિનાની રજા લઇને ગયો હતો, પણ સિંધના સુમરા લોકો ઉપર રાવસાહેબને ચડાઇ કરવી છે, માટે મારા ઉપર તાકીદનો હુકમ આવ્યો તેથી હું હજુરમાં જાઉં છું.

કુતુબ૦—અચ્છા, તુમેરા રાવસાહેબ અમકું નોકર રખેગા?

રંગલો—ત્યારે તો પછી રાવ સાહેબને બીજી ફોજ રાખવાની જરૂરજ પડે નહિ!

વાઘ૦—તમે શું કામ કરશો? દફતરખાનામાં ઝાડુ કાઢવા રહેશો?

કુતુબ૦—હમ પઠાનકી ઓલાદકા હે. એસી હલકી નોકરી કભી કરનેવાલે નહિ. હમ તો શમશેર બજાનેકી નોકરી કરેગા. હમ જેસે તેસે નહિ હે. એકી બખત હજાર સ્વારકા લશ્કર સામને લડનેકું આવે લેકીન હમ હઠનેવાલે નહિ.

વાઘ૦—ઠીક છે, ત્યારે તમને નોકરીમાં રાખશે.

કુતુબ૦—(ચાલતાં) અબ તો પાનીકી પ્યાસ બોહોત લગી હે મેરા જાન જાતા હે.

રંગલો—પણે પેલો પાડો મુતરે છે તે જઇને પીઓ.

વાઘ૦—હમણા આગળ જતાં એક વાવ આવશે, તેમાંથી નિર્મળ પાણી પીજે.

કુતુબ૦—અરે ખુદા અબી તો કેતે દુર વાવ હોયગી. મેં તો પ્યાસસે મર જાતા હું.

* જ્યાં નાટક થઇ હોય ત્યાંના રાજાનું નામ લેવું.

**રંગલો**—પાણી પાણી કરતાં મરશે તો મિયાં ભૂત થશે.

**વાઘ૦**—અરે "પાંચ સાત સાપોલીયાં દસે બારે હાથી ઓર દશ વીશ બાઘખાં" સાબ હિંમત રાખો, હવે આ વાવ નજદીક આવી, તેમાંથો તમારી બતક ભરી લેજો.

**કુતુબ૦**—હાં *આઇ તો ખરી, તુમેરે પાની પીના હે?

**વાઘ૦**—મેં તો હમણાં પેલા કુવામાંથી પીધું છે માટે હું આંહી ઉભો છું, તમે વાવમાં જઇને પી આવો.

**કુતુબ૦**—અચ્છા, તુમ ખડા રહીઓ, મેં જાતા હું (મિયાં વાવ *તરફ જઇને પાછા આવે છે.)

**વાઘ૦**—કેમ મિયાં? પાણી પીધું કે નહિ.

**કુતુબ૦**—(ધ્રૂજતો ધ્રૂજતો) અભી મેરેકું બોત પ્યાસ લગી નહિ. ચલો આગુ મેં પાની પીએગા.

**રંગલો**—રામપરા ભંકોડાના કોળી વાવમાં છે કે શું?

**વાઘ૦**—અરે પણ તમે પાછા કેમ આવ્યા? કહો તો ખરા? વાવમાં વાઘ બાઘ બેઠો છે કે શું?

**કુતુબ૦**—હે તો કુછ એસા સહી.

**રંગલો**—હાય! હાય! મિયાંને વાઘ ખાઇ ગયો હોત તો?

**વાઘ૦**—વાવમાં શું છે?

**કુતુબ૦**—વાવમાં જરૂર દસ બીસ બાઘ હે.‡

**વાઘ૦**—તમે શાથી જાણ્યું?

---

* પડદાની પાછળ વાવ છે એવી કલ્પના કરવી.

‡ જો દેડકો બોલાવતાં કોઇને આવડતો હોય તો, પડદા પાછળ રહીને બોલાવવો, તે સાંભળીને મિયાં ભયભીત થાય.

કુતુબ૦—હમ વાવપર ચડા તબ વાં દુર, પાનીકે નજદિક, એ સાલા બડા અવાજ કરને લગા.

વાઘ૦—કેવો અવાજ કરવા લાગ્યા ?

કુતુબ૦—( ડોકી નમાવી નમાવીને ) ડરાં ! ડરાં ! ડરાં ! એસા અવાજ કરતા થા.

રંગલો૦—( ચાળા પાડે છે. ) વાઘ ડરાં ! ડરાં ! બોલતો હતો.

કુતુબ૦—ઓ તો હમ બડા સમશેર બહાદુર હે. સો ઉસકું રોકડા જવાબ દેકર આયા. દુસરેકો ક્યા મગદુર કે જવાબ દે સકે મિયાં !

વાઘ૦—તમે શો જવાબ દીધો ?

કુતુબ૦—હમને કીયા કે સાલે, ડરાં ડરાં ક્યા કરતે હે. ? હમ ડરને વાલા નહિ; ડરે ઓ તો દુસરા. હમારા બાવા બડી લડાઇમેં મર ગયે. જો મેરેકું પાની ભરના હોય, તો વાં તેરી નજદીક આકે પાની ડબોલ કે ભર લેઉં. લેકિન જા, તુજે છોડ દેતા હું. એસા જવાબ દે કે હમ પીછા આયા.

વાઘ૦—ચાલો, હું તમારી સાથે આવું અને તમે પાણી પીઓ.

કુતુબ૦—અપનેકું તો અભી પ્યાસ લગી નહિ હે. હમ વાવમેં પેડને વાલા નહિ.

રંગલો—પચાશ વરસની નાની બાળક બીબી રંડાઈ એસે !

વાઘ૦—લાવો તમારી બતક, હું ભરી આવું.

કુતુબ૦—લો; ભર લાઓ. ( તે જઇને પાણી લાવે છે. )

**વાઘ૦**—એ તો દેડકો બોલતો હતો.

**કુતુબ૦**—મેં તો જાના કે વાઘ હે.

**વાઘ૦**—પાણી પીને ચાલો હવે એક ઉતાવળા. ( ચાલે છે. )

**કુતુબ૦**—( ચાલતાં ) ઠાકોર, તુમકું કયા પગાર મિલતા હે ?

**વાઘ૦**—મને મહિને પચાશ રૂપૈયા રાવસાહેબ પગાર આપે છે.

**કુતુબ૦**—જબ તુંમકું દુસરી નોકરી પર રખે, ઓર મેરેકું રૂ. ૫૦ કા પગારકી તુમેરી જગા પર રાવસાહેબ ના રખે ? હમબી તુમારે જેસી એક તલવાર રખેગા; ઓર હમકું ઘોડે પર બેઠનેકુંબી આતા હે.

**રંગલો**—

## उपजाति वृत्त

**स्वशक्तिनो संभव ते न जाणे,**
**अनेक वाते अभिलाख आणे;**
**मानी जनो थै मगरूर माले,**
**हरेक कामे निज हाथ घाले.** ૫૮

**કુતુબ૦**—હમબી સબ કામમેં વાકેફગાર હે.

**રંગલો**—તમે વાઘજી સાથે કુસ્તી કરીને તેને જીતો તો તેની જગા તમને મળે.

**કુતુબ૦**—દેખ્યા તેરા વાઘલા. એક વાઘલા કયા ? લેકીન વાઘલા જેસા દશકે સાથ એકી બખ્ત મેં કુસ્તી કરૂં.

**વાઘ૦**—( સાંભળીને ચમકે છે. )

રંગલો—

दोहरो.

तेजी चमके चाबुके, टूंकारे रजपूत;
वधघट भावे वाणियो, डाक अवाजे भूत. ५९

હવે રજપૂતનો દીકરો બાયલાની પેઠે સાંભળી રહેશે નહિ.

વાલ૦—આવો ત્યારે, આ મેદાનમાંજ આપણે બે કુસ્તી કરીએ.

કુતુબ૦—આ જાઓ અબ.

રંગલો—

[illegible]जाति वृत्त.

हरे दिले दूरयि [illegible]कायी,
वाणी वदे जे लडुं वायलाय ;
करे [illegible] लाव विचार खोटा,
[illegible] नर मूर्ख मोटा. ६०

( બંને જણા કુસ્તી કરે છે. )

રંગલો—શાબાસ ! શાબાસ ! જોઇએ હવે કોણ હેઠળ પડે છે, અને કોણ ઉપર ચઢી બેસે છે !

કુતુબ૦—મેં કભી નીચે ગીરનેવાલા નહિ.

રંગલો—વાહ ! વાહ ! જાણે કે ગાયકવાડના પાડા બાઝ્યા. જો ગાયકવાડ મહારાજની સ્વારી આટલામાં આવતી હોય અને દેખે, તો બંનેને રાતબ બાંધી આપે. વડોદરાના

ચૌટામાં બે આખલા લડતા હતા તેને જોઇને ગાયકવાડે ખુશી થઇને રાતબ બાંધી આપી હતી.

કુતુબદ—દેખ લે. અબી નીચે ડાલકે ઉપર ચડ બેસતા હું. ( ત્યાં તો મિયાંને હેઠા નાંખીને રજપુત ઉપર ચડી બેસે છે. )

રંગલો—મિયાં હવે શું કરવા મહેનત કરો છો ? તમે હેઠા પડયા અને ઠાકોર તમારા ઉપર ચડી બેઠા, માટે તમે હારી ચૂક્યા.

કુતુબદ—( પગ ઉંચો કરીને અબી દેખને મેરી ટંગડી ઉંચી હે કે નહિ ?

રંગલો—ખરી વાત; મિયાં નીચે પડ્યા પણ મિયાંની ટંગડી હજી ઉંચી છે.

### उपजाति वृत्त.

खत्ता मळे तोपण खेल खेले,
मिथ्याभिमानी ममता न मेले;
काडे कशा उत्तर फेरि कूंची,
पड्या मियां तोपण टांग ऊंची. ९१

( પડદો પડયો. )

---

આનાર ગાય છે.

---

# અંક ૭ મો.

## સ્થળાદિ પૃચ્છા.

પાત્ર—૧ રંગલો. ૨ ગંગાબાઈ ૩ જીવરામભટ્ટ. ૪ રઘનાથભટ્ટ. ૫ સોમનાથ. ૬ દેવબાઈ. ૭–૮ પોલીસના બે સિપાઇઓ.

---

થળ—રઘનાથભટ્ટનું ઘર.

પડદો ઉઘડયો. (ત્યાં રઘનાથભટ્ટ સહકુટુંબ, ગંગાબાઈ તથા જીવરામભટ્ટ જાય છે.)

ગંગા—જીવરામભટ્ટ, તમે અમને દેખો છો ?

રંગલો—દેખે છે એનો બાપ.

જીવ૦—કેમ નહિ દેખતા હઇએ ? કાંઇ આંધળા બાંધળા છીએ કે શું ?

ગંગા—તમે અત્યારે કાગળ વાંચી શકો ખરા ?

રંગલો—કાગળ તો શું પણ અત્યારે મોતી વીંધે છે તો !

જીવ૦—ત્યારે અમે રાતે પુસ્તક લખીએ છીએ તે કેમ લખાતું હશે ?

સોમના૦—કાગળ આપું તો વાંચશો ?

જીવ૦—હા, લાવો, શા વાસ્તે નહિ વાંચીએ ?

સોમના૦—લો, આ કાગળ વાંચો જોઇએ. (નાંખે છે તે જીવરામભટ્ટના પગ પાસે પડે છે.)

જીવ૦—લાવો કાગળ.

સોમના૦—એ તમારા પગ આગળ પડ્યો. નીચા નમીને લ્યો.

જીવ૦—તમારી આગળ નીચા નમવાની અમારે ગરજ નથી.

રંગલો—

श्लोक.

नमंति फलिनो वृक्षा, नमंति गुणिनो जनाः ।
शुष्ककाष्टं च मुर्खाश्च, न नमंति कदाचन ॥ ६२ ॥

અર્થ—ફળવાળાં ઝાડ નમે કે ગુણવાન માણસ નમે; પણ સુકું લાકડું કે મૂર્ખ કદી નમે નહિ.

સોમના૦—(લેઈને આપે છે) લ્યો આ કાગળ.

રંગલો—જો જો ભાઈઓ, સુરદાસજી કાગળ વાંચે છે! ખરેખરો વાંચશે કે શું?

રઘના૦—(સોમનાથને) એમાં તો ઝીણા અક્ષર છે, પેલા મોટા અક્ષરવાળો કાગળ વાંચવા આપ્યો હોત તો ઠીક.

સોમના૦—કાંઈ ઝીણા નથી, આંધળો પણ વાંચી શકે એવા મોટા દીવા જેવા અક્ષર છે.

જીવ૦—આ લ્યો ત્યારે તમારો કાગળ અમારે નથી વાંચવો. (નાખી દે છે)

સોમના૦—કેમ થયું?

જીવ૦—તમે કહો છો કે આંધળો વાંચી શકે એવા અક્ષર છે, તો અમે કાંઈ આંધળા નથી, કે એવા અક્ષર વાંચીએ. દેખતો વાંચી શકે એવો કાગળ હોય તે અમે તો વાંચીએ.

ગંગા—(ત્રણ આંગળીઓ બતાવીને) જીવરામભટ્ટ, આ કેટલાં આંગળાં છે કહો જોઈએ?

જીવ૦—કહીએ તો તમે શું આપશો ?

ગંગા૦—લાખેણી લાડી આપી છે, ને હવે બીજું શું આપીએ ? જો અત્યારે દેખી શકતા હો તો કહો.

જીવ૦ - એમાં શું કહેવું છે ? પાંચ છે.

ગંગા૦—જૂઠા પડ્યા, જૂઠા પડ્યા, ( હસે છે. )

જીવ૦—શી રીતે જૂઠા પડ્યા.

રંગલો૦—

## दोहरो.

**अभिमानीने अंतरे, भासे जो निज भूल;**
**तोपण तेनी जीभथी, कदि नहि करे कबूल. ६३**

ગંગા૦—ત્રણ આંગળીઓ ઉભી રાખીને બે આંગળીઓ વાળીને મેં પૂછ્યું હતું.

જીવ૦—ત્યારે અમે પણ એજ કહ્યું કે નાહ ? ત્રણ આંગળીઓ ઉભી અમે દીઠી, અને બે વાળેલી દીઠી તે બધી મળીને પાંચ દીઠી માટે પાંચ કહી. તમે ક્યારે એમ પૂછ્યું હતું કે કેટલી ઉભી, ને કેટલી વાળેલી છે ?

સોમના૦—( પાંચ આંગળાં ખુલ્લાં રાખીને ) વારૂ આ કેટલી આંગળીઓ છે, કહો જોઇએ ?

જીવ૦—( બીજી તરફ ગણે છે ) આ એક બે, ત્રણ અને ચાર છે,

સોમના૦—જુઠા પડ્યા, જુઠા પડ્યા.

જીવ૦—શી રીતે જુઠા પડ્યા, અમે કહી જુઠા પડીએજ નહિ.

રંગલો—

उपजाति वृत्त.

वाचाळ जो वाद वृथाज थापे,
तथापि ते सत्य करीज आपे;
भरी सभामां शतवार भूले,
तथापि जीभे कदि ना कबूले. ६४

વાચાળ કદી બંધાયજ નહિ, ગમે તે રસ્તે થઇને નીકળી જાય. પણ હવે જીવરામભટ્ટ સંકડાશમાં આવ્યા. હવે છુટી શકે એવો એકે રસ્તો મને તો લાગતો નથી. હવે જુઠા ઠરી ચૂક્યા.

જીવ૦—તારા જેવા ઠગ અમને જુઠા કહે તેથી શું થયું ? પણ જ્યારે ત્રાહીત લોકો કહે ત્યારે ખરૂં.

રંગલો—ત્યારે હવે તમારૂં સાચાપણું સાબિત કરો જોઇએ.

જીવ૦—સો રૂપીઆની હોડ કર. જો અમે જુઠા ઠરીએ તો તને સો રૂપીઆ આપીએ; અને જો તું જુઠો ઠરે તો તારી પાસેથી સો રૂપીઆ અમે લઇએ.

રંગલો—જાદુગર સાથે ને વાચાળ સાથે હોડ તો કરીએજ નહિ. કહ્યું છે કે તેની તદબીરો ઘણી હોય.

उपजाति वृत्त.

वाचाळशुं होड कदि न कीजे,
जन गाणथीं बळ बांधि दीजे;

सुझे न तेना सघळा शिरस्ता,
विविध तेमा छळनी व्यवस्था. ६८

સોમ૦—પાંચે આગળાં ખુલ્લાં રાખીને મેં પૂછ્યું હતું કે આ કેટલી આંગલીઓ છે.

જીવ૦—તે ખરી વાત. અમે ચાર આંગળીઓ દીઠી માટે ચાર કહી અને પાંચમો તો અંગુઠો છે. આંગળી કયાં છે ?

દેવબા૦—( હળવે ) સોમનાથ તારો વાટવો લાવ જોમાં હળદરનો નમુનો છે તે કહાડું.

જીવ૦— કાન ધરીને સાંભળીને અવળું જોઇને ) હું વાટવો માગ્યો.

દેવબા૦—( હળદરનો ગાંગડો લઇને ) જીવરામભટ્ટ આ મારા હાથમાં શું છે ? કહો જોઇએ ?

જીવ૦—વારે વારે અમે નથી કહેતાં જાઓ.

દેવબા૦—હવે એકવાર કહો, તમને મારા સમ.

જીવ૦—તે છે તે તમારો વાટવો છે.

દેવબા૦—જુઠા પડયા, જુઠા પડયા. ( સઉ ખડખડ હસે છે )

જીવ૦—અમારી આટલા વર્ષની ઉમ્મર થઇ તેમાં અમે કદી, કાઈ ઠેકાણે જુઠા ઠર્યા નથી. શી રીતે જુઠા પડયા કહો જોઇએ ?

રંગલો—જીવરામભટ્ટ કદી જુઠા પડેજ નહિ.

દેવબા૦—આ તો હળદરનો ગાંગડો છે ને તમે પાન સોપારીનો વાટવો કેમ કહ્યો ?

જીવ૦—તમે ઘરડાં થયાં માટે અમે જાણીએ છીએ કે તમારૂં કાનપરૂં ઉજડ થયું છે. તમે પૂરૂં સાંભળતાં નથી. તમારો વાંક નથી. ઘડપણમાં સઉને એમ થાય. કહ્યું છે કે (આ છપ્પો બોલતાં-ભુજ, પા વગેરે શબ્દો બોલતાં, તે તે અંગ ઉપર હાથ ધરી બતાવે છે.)

छप्पो.

भूजनो भागे मर्म, पडे पावागढ पोचो,
पेटलादमां पाक, न पाके, लागे लोचो;
*नागडनी जुक्ति, बधी बदलाइ जाशे,
कपडवणजनी कशी, नहो खरखबर रखाशे;
खळभळशे बळ खंभातनुं, कानपरुं काचुं थशे,
छेल्ली वयमां कछ छूटशे, सुरत सर्व जर्जरी जशे. ६६

દેવબા૦—શાથી જાણ્યું કે અમે બહેરા છીએ?

જીવ૦—અમે ક્યારે કહ્યું કે પાન સોપારીનો વાટવો છે?

દેવબા૦—ત્યારે તમે શું કહ્યું?

જીવ૦—અમે તો કહ્યું કે, તે તમારે વાટવો છે, વાટવા વિના આખો ને આખો વાપરવો નથી.

રંગલો—જુઓ જીવરામભટ્ટ સાચા ઠર્યા ખરા?

ગંગા—(લોટો લઈને) જીવરામભટ્ટ આ મારા હાથમાં શું છે?

જીવ૦—તમારા હાથમાં ધૂળ છે.

* જૂઓનો ગઢ-માથાના વાળ.

ગંગા—હવે હાર્યા કે?

જીવ૦—તમે હાર્યા, અમે તો કાંઈ હાર્યાં નથી.

રંગલો—જીવરામભટ્ટ હારેજ નહિ.

ગંગા—ત્યારે કહોને મારા હાથમાં શું છે?

જીવ૦—કહ્યું નહિ કે તમારા હાથમાં ધૂળ છે.

ગંગા—આ તો પીતળનો લોટો છે.

જીવ૦—અજ્ઞાની સાથે શી વાત કરીએ? જ્ઞાની હોય તે સમજે.

ગંગા૦—કેમ વારૂ?

જીવ૦—તમારી આંખમાં વિકાર છે, માટે તમે લોટો દેખો છો, નહિ તો કહ્યું છે કે—

### वसंततिलका वृत्त.

धात्वादिक द्रव्यो बुध धूळ देखे,
अनेक आत्मा [illegible] लेखे;
दृष्टी विकारे जुजवा जणाशे,
अज्ञानिने भेद अनेक भासे. ६७

માટે અમે તો સઘળા પદાર્થો ધૂળનાજ દેખીએ છીએ. ધૂળમાંથી પેદા થાય છે, ને અંતે ધૂળની ધૂળ.

રંગલો—શાબાસ, બ્રહ્મજ્ઞાની, શાબાસ!

દેવબા૦—જીવરામભટ્ટ, તમે બડા હુંશિયાર તો ખરા.

રંગલો—હજી તો એની હુંશિયારી આગળ જતાં વધારે ખીલશે, જુઓ તો ખરાં.

જીવ૦—કેમ વારૂ ?

દેવબા૦—તમે કોઈ વાતે બોલતાં બંધાના નથી.

જીવ૦—બોલતાં બંધાય એ તે વળી મરદ કહેવાય કે !

રઘના૦—જો વળી સારી પેઠે ભણ્યા હોત, તો પૃથ્વી ઉપર પગ મૂકત નહિ, અદ્ધર ને અદ્ધર ચાલત.

રંગલો—

उपजाति वृत्त.

कुभारजा पुत्र कदी जणे जो,
कुपात्र विद्या व्रधती भणे जो;
अधर्मिने जो अधिकार आवे,
अज्ञानिने भेद अनेक भासे. ६८

દેવબા૦—અમારા સોમનાથને છ મહિના તમારી પાસે રાખીને તમારા જેવો હુશિયાર કરશો ?

જીવ૦—તમારા સોમનાથમાં શો માલ છે ?

રંગલો—આ વરરાજામાં બહુ માલ છે.

સોમના૦—( જીવરામભટ્ટને ) ત્યારે તમારામાં શો માલ છે ? શુક્રવારની ગુજરીમાં લઇ જઇને વેચ્યા હોય, તો કોઈ બે પઇસા પણ આપે નહિ

જીવ૦—અરે અહિં આવતાં રસ્તામાં એક ગામ આવે છે, ત્યાંના તળાવની પાળે કોઈ એક પરદેશી સરદાર ઉતર્યો હતો. તેની આગળ કીમિયાની વાત નીકળી, ત્યારે અમે કહ્યું કે બરાબર સામાન હોય, તો અમે રોજ પાંચ રૂપિયાભાર રૂપું બનાવી આપીએ.

રંગલો૦—ત્યારે તો તુંજ ભિખારી શેનો હોત?

સોમના૦—પછી તે સરદારે શું કહ્યું?

જીવ૦—તેણે કહ્યું કે ત્યારે તો મહારાજ, કોળી લોકોમાં રાતમાં તમે સૂતા હો તો ખાતર પાડીને ખાટલા સુદ્ધાં જેમ ચિત્રલેખા અનિરૂદ્ધને ઉપાડી ગઇ હતી, તેમ તમને ઉપાડી લઇ જાય ને પરદેશમાં વેચી આવે, તો તેને બે હજાર રૂપૈયા મળે; કેમકે તમને વેચાતા રાખનારને રોજ પાંચ રૂપૈઆભાર રૂપુ મળે.

સોમના૦—બીજા કોઈ તે વખતે ત્યાં હતા કે?

જીવ૦—કોળી લોકો રાતે ચોકી કરવા આવેલા તેઓ ત્યાં હતા.

સોમના૦—ત્યારે તે કોળી લોકો રાતમાં તમારો ખાટલો ઉપાડી જઇને તમને પરદેશમાં વેચી આવશે તો શું કરશો?

જીવ૦—અરે! દશ કોળી આવ્યા હોય તો હું એકલો અનિરૂદ્ધની પેઠે ભોગળ લઇને ઘૂમું, ને તેઓને મારીને કાઢી મૂકું, એમનો શો ભાર છે?

દેવબા૦—(ખાટલો પાથરી આપે છે.) જીવરામભટ્ટ હવે તમે આ ખાટલા ઉપર સુઇ રહો. આ પાણીનો લોટો તમારે વાસ્તે ભરીને મૂક્યો છે. હવે તમારે કાંઇ જોઇએ છીએ?

રંગલો—જીવરામભટ્ટને ખાસડાંનો માર જોઇએ છીએ.

જીવ૦—ના હવે કાંઇ જોઇતુ નથી. જાઓ તમે તમારે સૂઇ રહો, ઘણી રાત ગઇ છે.

**ગંગા**—(હશીને) જાગતા સૂજો. ચોર લોકો આવીને તમને ઉપાડી જાય નહિ.

**જીવ૦**—તમે જાગતા સૂજો. તમને ઉપાડી જાય નહિ.

**ગંગા**—હવે હું મારે ઘેર જાઉં છું.

**દેવબા૦**—સવારે આવજે.

**ગંગા**—અરે જીવરામભટ્ટ આવ્યા છે, માટે સવારે તો બધા મહોલ્લાની બાઇડીઓ અને છોકરાં જોવા આવશે, અને હું પણ આવીશ. (તે જાય છે.)

(પથારીઓ કરીને સર્વ સૂઈ રહે છે.)

**જીવ૦**—(વિચારે છે) હજી સુધી ઇશ્વરે આપણો ટેક રાખ્યો છે. હજી આપણી ખોડ કોઇના જાણવામાં આવી નથી.

**રંગલો**—એ પગે ચાલે એટલાંજ માણસો જાણે છે.

**જીવ૦**—હવે દહાડો ઉગ્યે સૂતા ઉઠીશું, એટલે તો આપણે સાત પાદશાહના પાદશાહ છીએ.

**રંગલો**—ઠગનો પાદશાહ!

**જીવ૦**—તોપણ આજની રાત જાય, ત્યારે પાર પડયા કહેવાઇએ, કહ્યું છે કેઃ—

### उपजाति वृत्त.

जरातरा जोखममांहि छैये,
त्यां सूधि चिंता चितमध्य लैये;
अपार सिंधु जळ नाव तारे,
कदापि बूडे पछि जै किनारे. ६०

જીવ૦—(ઉંઘી જાય છે, તેનાં નસકોરાં જોરથી બોલે છે.)
રંગલો—હવે બધાં શબાકાર થઈ ગયાં.

## चौर्य प्रसंग.

જીવ૦—(જાગીને) અરે પ્રભુ! લઘુશંકા કરવા ખાળે જવાની જરૂર છે. હવે ખાળ શી રીતે જડશે? કદાપિ ખાળે જઈ પહોંચીએ, પણ પાછા આવતાં આ ખાટલો નહિ જડે. અને કોઈક બીજાની પથારીએ જઇ ચડીએ, તો મોટી ફજેતી થાય. હવે શું કરવું? હે ઇષ્ટ દેવ, હવે તું મારી લાજ રાખજે. વારૂ, આ પાઘડીનો છેડો ખાટલાના પાયા સાથે બાંધીએ, અને બીજો છેડો હાથમાં રાખીને ખાળે જઇએ. (તેમ ‡કરેછે) (વચમાં પાડી આવીને પાઘડી ચાવીને બે કડકા કરે છે.)

જીવ૦—અરે પ્રભુ! હવે શું કરીશું? ખાટલો શી રીતે જડશે? હવે પૂરી ફજેતી થવાની! (ફાંફાં મારતો સાસુના ઉપર જઇને પડે છે. મશાલ બુઝાઈ જાય છે.)

દેવબા૦—(બૂમ પાડીને) અરે! ચોર છે! ચોર છે! જાગો! જાગો! (એમ કહેતી નાસે છે.)

સોમના૦—મારો! મારો! મારો! માજી દીવો કરો, દીવો કરો! (ઝાપટે મારે છે.)

‡ માથે ચાદર ઓઢીને જાય.

**રઘના૦**—પોલીસના સિપાઇઓ આવી પહોંચ્યા પહેલાં ખૂબ હાથરસ લઇ લો. એના શરીરનું એકે હાડકું સાજું રાખશો નહિ. ( ઝાપટે તથા લાકડીએ મારે છે. )

**રંગલો**—મારો ! મારો ! મારો ! ( તે પણ મારે છે. )

**જીવ૦**—અરે હું છું ! એ તો હું છું ! મેં સાસુજીને લાત મારી હતી, માટે માફી માગવા આવ્યો છું. ( તે કોઈ સાંભળતું નથી. )

**રઘના૦**—ચોરીની માફી હોય નહિ. મારો ! મારો ! મારો !

**દેવબા૦**—દોડજો ! દોડજો ! ચોર છે ! ચોર છે !

**પોલિસના બે સિપાઇઓ**—( *બારણાં ઠોકે છે ) બારણાં ખોલો બારણાં ખોલો.

**દેવબા૦**—( બારણાં ઉઘાડે છે )

**સિપાઈ**—( આવીને ) કીધર હે ચોર ? કીધર હે ચોર ?

**સોમના૦**—આ રહ્યો સાહેબ ?

**રઘના૦**—પકડી જાઓ, પકડી જાઓ.

**સિપાઈ**—( પકડીને હાથ બાંધે છે, અને બીજાં સઉ કલબલાટ કરે છે. )

**દેવબા૦**—અરે મારા પગમાંથી કલ્લાં કાઢતો હતો.

**સોમના૦**—હું ઉઠયો તેવો મેં તરત નજરે દીઠો.

**એકસિપાઈ** ( બાંધીને લઇ જાય છે. બીજા ઉભા રહે છે. )

**રઘના૦**—અરે દીવો કરીને ઘરમાં તપાસ કરો. શું શું ગયું ?

---

* પડદા પાછળ રહીને બોલે.

સોમના૦—મને ખબકારા જણુતા હતા તેથી હું જાણું છુ કે સાત કે આઠ ચોર ઘરમાં પેઠા હતા. પણ બીજા નાસી ગયા. અને એ એકજ પકડાયો.

રઘના૦--પગીને બોલાવો, પએરૂં કહાડવું પડશે.

સોમના૦—અરે ! એક હજામને બોલાવો, મશાલ કરવી પડશે.

રઘના૦—રસોઇ કરવાનાં વાસણ તપાસો, છે કે ચોર લઇ ગયા.

દેવબા૦—( પડદામાં જઇ આવીને ) વાસણ તો બધાં રહ્યાં છે. મેં ગણી વાળ્યાં.

સોમના૦—અરે ! મારી ભણવાની પોથી પણે હતી તે છે કે નહિ ?

દેવબા૦—પોથી તો આ રહી.

રઘના૦—પેલા હાંલ્લામાં જનોઈ જોટા ૩ હતા તે છે કે ગયા ? તપાસ કરો.

દેવબા૦—જનોઇના જોટા તો રહ્યા છે.

સોમના૦—અરે ! વિભૂતિના ગોળા દેવપૂજાની ઓરડીમાં હતા તે તપાસો, છે કે ચોર લઇ ગયા !

રઘના૦—વિભૂતિના ગોળા તો રહ્યા છે રહ્યા પણ સાથે ગૌમુખી ને આસનિયું પણ રહ્યું છે !

દેવબા૦—અરે ! આ ખાટલામાં જીવરામભટ્ટ સુતા હતા, તે ક્યાં ગયા ?

રઘના૦—ચોરની બીકથી નાશીને ખાટલા હેઠે કે બીજે ક્યાંઇ સંતાઇ રહ્યા હશે.

સોમના૦—ઓ જીવરામભટ્ટ ! ઓ જીવરામભટ્ટ ! ખાટલામાં તો ક્યાંઇ જણાતા નથી.

રંગલો૦—જીવરામભટ્ટ ગયા જમરાજાને ઘેર. હવે ત્યાં એને મિથ્યાભિમાનનું ફળ સારી પેઠે મળશે.

રઘનાo—આ ખાટલાને પાયે પાઘડીનો અરધો કડકો બાંધેલો છે આનું કારણ શું હશે ?

સોમનાo—જરૂર પેલા કોળી લોકો જીવરામભટ્ટને ચોરીને લઇ ગયા. આ ખાટલાને પાયે પાઘડીના કડકા બાંધીને ખાટલો ઊંચકી જવાનો વિચાર કર્યો હશે પણ તેમ બની શક્યું નહિ હોય તેથી તેમને ઉચકીને લઈ ગયા.

દેવબાo—અરે ! હાય ! હાય ! બે હજાર રૂપૈયા ખરચતાં પણ એ જમાઈ હવે આપણને ક્યાંથી મળે.

રંગલો—ખરી વાત છે એના જેવો મિથ્યાભિમાની જગતમાં મળવાનો નહિ.

રઘનાo—હવે એને વેગળા દેશમાં લઇ જઇને વેચશે. એટલે તે ચોર લોકને બે હજાર રૂપૈઆ મળશે.

દેવબાo—( છેડો વાળીને ) પરૂણારે તારૂં મોઢું હવે હું ક્યાં દેખીશ ! ઉ હું હું હું !

રઘનાo—છાની રહે છાની રહે; મુઆ પહેલી મોંકણ શી ?

રંગલોo—અરે કરવા દોને આગળથી કરી મુકી એટલે પછીથી કરવી મટી.

સિપાઈ—તુમેરી કુછ માલમતા ગઇ હોયસો અબી કહો કીતને રૂપૈએકી મતા ચોરાઈ ?

**દેવબા૦**—અરે ભાઈ, અમારી એવી ચીજ લઇ ગયા કે બે હજાર રૂપૈઆ ખરચતાં પણ મળે નહિ.

**સિપાઇ**— અચ્છા મેં જમાદારકું કહુંગા.

**દેવબા૦**—તે ચોરને પકડીને કયાં લઇ ગયા ?

**સિપાઈ**—ઉસકું અબ કાચી કેદમેં રખેગા ઓર ખુબ માર મારેગા, તબ ચોરીકા માલ કબુલ કરેગા, નહિ તો ઓ સાલા કબી માનનેવાલા નહિ.

**રઘના૦**—સરકારનો એવો હુકમ હશે કે ?

**સિપાઈ**—સરકારકા કાયદા તો બડા ખરાબ હે, ચોરકું મારનેકા હુકમ નહિ. ગાયકવાડી રાજમેં ઐસા હે કે ચોર લોકકું પકડકે પાંઉમેં મેખાં મારતા હે. ઓર ગરમ તેલ છીટતા હે, તબ ચોર લોક તુરત ચોરીકા માલ નીકાલ દેતા હે.

**રંગલો**—ઠીક છે. આ ચોરને પણ એમ કરજો. તે એજ લાગનો છે.

**સિપાઈ**—સામલાજીકા થાણદારને ચોર પકડા થા. સો ચોરીકી બાત બીલકુલ ઈનકાર કરતાથા. પીછે થાણદારને જબ ખુબ માર મરાયા તબ દો હજાર રૂપૈએકા માલ નીકાલ દીયા. દુસરા રાજા હોવે તો એસા થાણદારકું બડા ઈનામ દેવે. લેકીન આદરાકા સાહેબ કે આગે ચોર લોકને જાહેર કીઆ, હમકું માર મારકે ચોરી કબુલ કરવાઇ.

**રઘના૦**—પછી સાહેબે શો હુકમ કર્યો ?

સિપાઇ—સાહેબ એ થાણદારકું છે મહિનેકી સખ્ત મજુરી સાથ કેદકી સજા કીની, ઓર નોકરીસે બરતરફ કીયા.

રઘનાઠ—એ તો બહુ ખોટું કર્યું.

સિપાઈ—જોધપુરકા મહારાજકા એસા કાયદા હે કે—એસા કોઇ ચોર પકડાયા કે તુરત વો ચોરકું લીલે કાટેમેં જલાઈ દેના; બસ, દુસરા કુચ પૂછનાઇ નહિ. જબ એ મુલકમેં કોઈ ચોરી કરતા નહિ. અંગ્રેજ સરકારકા રાજ્યમેં બડા અંધેર હે. કહેતા હે કે ચોરને ચોરી કીયા ઇસકા સાહેદી લાઓ, સો ચોરકા સાહેદી કહાંસે મીલે? કુછ ચોર લોક સાહેદી પુરનેવાલેકું ભેલી લેતા આતા હે કયા?

સોમના૦—હવે આ ચોરીનો મુકર્દમો ક્યારે ચાલશે?

સિપાઇ—કલ દસ બજે ફોજદાર સાહેબકી કચેરીમેં હાજર હોના.

સોમના૦—ઠીક છે, આવીશું. (સિપાઇ જાય છે.)

રંગલો—સોમનાથભટ્ટ તમે બડી બહાદુરીથી ચોરને પકડયો છે હો! અને આ ઠેકાણે તેનો વાંસો પણ ઠીક હળવો થયો છે.

રઘનાઠ—તેના નસીબથી મારા હાથમાં તે સમે લાકડી સારી આવી ગઇ.

સોમના૦—અરે મેં તો એવો એને માર્યો છે કે સો વસા તો તે જીવશે નહિ પણ કદાપિ જીવતો રહેશે તો આપણા ઘર સામું ફરીથી કોઈ દહાડે જોશે નહિ.

( પડદો પડયો. )

---

ગાનારા ગાય છે.

# અંક ૭ મો.

પાત્ર—૧ ફોજદાર. ૨ શિરસ્તેદાર. ૩–૪ પોલીસના સિપાઇઓ ૫ રઘનાથભટ્ટ. ૬ સોમનાથ. ૭ જીવરામભટ્ટ. ૮ રંગલો.

સ્થળ—ફોજદારની કચેરી.

(પડદો ઉપડયો.—ત્યાં ગાદી તકિયા ઉપર ફોજદાર અને શિરસ્તેદાર બેઠા છે, આગળ દફતરો પડ્યાં છે અને પોલીસનો એક સિપાઈ ઉભો છે.)

ફોજદાર—( શિરસ્તેદારને ) પેલો *સાગો લુંટાયો હતો તેના ચોર કાચી કેદમાં છે, તેનું કામ કાઢો.

શિરસ્તેદાર—સિપાઈ, જમાદારને બોલાવો.

સિપાઇ—અચ્છા સાહેબ. ( જાય છે. )

જમાદાર—( આવીને ) સલામ સાહેબ.

ફોજદાર—કેમ જમાદાર, પેલો સાગો લુંટનારા ચોર કાંઈ કબૂલ કરે છે કે નહિ ?

જમાદાર—અરે ખાવિંદ, એ તો બડા લુચ્ચા હે.

ફોજદાર—બધા ચોર લોકો હવે અંગ્રેજી કાયદાથી વાકેફ થયા છે, માટે એમ તો કબૂલ કરવાનાજ નહિ. જ્યારે તેમના ઉપર ગાયકવાડી ખૂબ ચલાવીએ, ત્યારેજ ચોરી કબૂલ કરે.

જમાદાર—મેરી ઉમરમેં તો કોઈ એસા દેખા નહિ હે, ગાયકવાડી ચલાયે બિન ચોરી કબૂલ કરી હોયગી.

* કોઇ સાહુકારનું નાણું પરગામે લઇ જતાં રસ્તામાં લુંટાય તે.

ફોજદાર—આ ચોરો ઉપર તેમ કર્યું કે નહિ?

જમાદાર—હા, સાહેબ. જબ મર જાય એસા માર મારા, તબ સબ બાત કબૂલ કીની, ઓર ચોરીકા મુદ્દાભી બતાતા હે. (રઘનાથભટ્ટ ને સોમનાથ આવે છે.)

રઘનાo—આશીર્વાદ, રાજાધિરાજ.

ફોજદાર—આવો મહારાજ, પગે લાગું.

સોમનાo—અન્નદાતા, અમે ઘણીવાર થઇ બહાર આવીને બેશી રહ્યા છીએ. હવે અમારી ચોરીના મુદ્દાનો તપાસ થવો જોઇએ.

ફોજદાર—કેટલા રૂપૈયાનો તમારો માલ ચોરાયો છે?

રઘનાo—રાજાધિરાજ, બે હજાર રૂપૈયા ખરચતાં મળે નહિ, એવી ચોરી થઈ છે.

ફોજદાર—અરે! રામ રામ! બિચારા બ્રાહ્મણને ભીખ માગતા કર્યા તો—અરે જમાદાર!

જમાદાર—હાજર સાહેબ!

ફોજદાર—ગઈ રાતે આ બ્રાહ્મણને ઘેરથી ચોર પકડાયો, તેને તમે કાંઈ સમજુતી આપી કે નહિ?

જમાદાo—અરે! ખાવિંદ, સારી રાત સમજાયા; ઓર અભી તલક સમજાયા, લેકીન ઓ તો કુછ કબૂલ કરતાહે નહિ.

ફોજદાર—(રઘનાથભટ્ટને) કેટલા ચોર તમે દીઠા હતા?

સોમનાo—અન્નદાતા, ચાર કે પાંચ ચોર હતા, એવું અમને લાગે છે.

ફોજદાo—(જમાદારને) બીજા ચોરોનાં નામ તે ચોર બતાવે છે કે નહિ?

જમાદાo—નહિ સાહેબ, કુછ નહિ બતાતા. એ હમનકું ગાલિઆં દેતા હે, સો સુનકે હમકું બોત ગુસ્સા લાગતા હે.

ફોજદાo—તે શું કહે છે?

જમાદાo—એ તો સાલા કહેતા હે કે મેં તો એ હમનકા જમાઇ લગતા હું.

ફોજદાo—ત્યારે એના ઉપર ગાયકવાડી ખૂબ ચલાવોને? તે વિના કાંઈ કબૂલ કરશે?

રંગલો—(જમાદારને) હં! એ તો તમે તમારે આંખો મીંચીને ખૂબ માર મારોને! પછી બધાં સારાં વાનાં થશે.

જમાદાo—ખાવિંદ, બોત ગાયકવાડી ચલાઇ. એવી તો હમને અબી તલક કોઇ ચોર ઉપર ચલાઇ નહિ હે.

ફોજદાo—જાઓ જાઓ! તેને એક વધારે સમજુતી આપો; અને ગમે તેમ કરી ચોરીનો માલ પાછો આપે એવું કરો, તો તમને ઈનામ અપાવીશું; અને વળી તમારી તારીફનો રિપોર્ટ કરીશું, તેથી તમને મોટા પગારની જગો મળશે; અથવા ખાનબહાદુરનો ખેતાબ મળશે.

**જમાદાo**—અચ્છા સાહેબ, આપકી મહેરબાની. ( તે જાય છે. )

**રઘનાo**—ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ ! જ્યારે તે ચોરને ખૂબ દમ ભીડાવશો, ત્યારે તે ચોરીનો મુદ્દો કબૂલ કરશે, નહિ તો નહિ કરે.

**ફોજદાર**—જમાદારને કાંઈ કહેવું પડે એમ નથી. ચોરને મરણ-તોલ માર મારશે, પછી તો તમારૂં નશીબ.

**રંગલો**—ખરી વાત છે. કાંતો નશીબ ઉઘડે છે, ને કાંતો ફૂટે છે.

**સોમનાo**—અન્નદાતા, જગતમાં રહી શકાય નહિ, એવી અમારે માથે થઇ છે.

**ફોજદાo**—હા મહારાજ, હા. બે હજાર રૂપૈયાની ચોરી, તે શું કાંઇ ન્હાનીસૂની વાત છે ? એ તો તમ જેવા ગરીબ માણસને મનખાના ગયા જેવું.

**જમાદાo**—( આવીને ) ખાવિંદ એ તો મુઆ જેસા હો ગયા, લેકીન કુચ્છ મુદ્દા કબૂલ કરતા નહિ.

**રંગલો**—હજી ફાચું હશે. છેક મરી ગયો નહિ હોય.

**ફોજદાo**—ત્યારે આપણે શું કરીએ ? ભોગ આ બિચારા ગરીબ બ્રાહ્મણોના. એનાં નશીબ.

**રઘનાo**—અન્નદાતા, અમે માર્યા જઇએ છીએ.

**ફોજદારo**—ભોગ તમારા ! હવે અમે શું કરીએ ?

**સોમનાo**—હજી એક વધારે ધમકી દેવરાવો તો ?

**ફોજદાo**—હવે વધારે તે કેટલી ધમકી દેવરાવીએ ? કહે છે કે તે ચોર મુઆ જેવો થઇ ગયો કદાપિ કાચી કેદમાં

મરી જાય, તો અમે ગુન્હેગાર ઠરીએ; અને તમારા સારૂ નોકરી ખોઇ બેશીએ. પછી ત્રણ ખુણાની ટોપી કોઈની નહિ, તે તમને ખબર છે?

રઘના૦—ત્યારે શું કચેરીમાં આવાને તે ચોરીનો મુદ્દો કબૂલ કરશે?

ફોજદા૦—કચેરીમાં તો કોઇ કબૂલ કરે નહિ. એવો કોણ ગાંડો હોય કે જાણી જોઇને ચોર થાય? તમારી તરફનો પુરાવો મજબૂત હશે તો તે ચોરને કેદની શિક્ષા થશે; પણ ચોરીનો માલ હાથ આવવાનો નહિ.

સોમના૦—ચોરને કેદની શિક્ષા થાય, તેમાં અમારા ઘરમાં શું રંધાયું?

રઘના૦—(સોમનાથના કાનમાં) જરૂર! જમાંદારને તે ચોરે લાંચ આપી. નહિ તો બીજા લોકોની ચોરીનો મુદ્દો કબૂલ કરાવે છે, અને આપણો કેમ કબૂલ ના કરાવે?

સોમના૦—હા, ખરેખરૂં, એમજ થયેલું. ફોજદારનો પણ માંહી ભાગ હશે.

રંગલો—( સભા સામું જોઇને ) આ ગામના ફોજદાર સાહેબ કે તેમના કારકુન કોઈ આટલામાં છે કે? કેમ સાહેબ તમને એમાંથી કાંઇ મળવાનું ખરૂં કે? જો મળવાનું હોય તો તેમાંથી આ નાટક મંડળી ઉપર પણ કાંઇક મહેરબાની કરજો.

રઘના૦—તેથીજ ફોજદાર ઢીલું મૂકે છે તો.

**ફોજદા૦**—( જમાદારને ) હશે, તે ચોરને કચેરીમાં લાવો.

**જમાદા૦**—ખાવિંદ, ઓ ચલ સકે એસા નહિ હે. બોત આજારી હે.

**ફોજદા૦**—વારૂ, ખાટલામાં ઘાલીને લાવો.

( જમાદાર તથા સિપાઇ બંને જઇને ખાટલામાં ઘાલીને ઉપર ચાદર ઓઢાડીને લાવે છે )

**ફોજદા૦**—પણે એક ખુણે ખાટલો મૂકો. (તેમ મૂકે છે.)

**રંગલો૦**—અરે ! લઇ જાઓને પરભાર્યા મસાણમાં; નહિ તો આ કચેરીના લોકોને અભડાવશે.

**જીવરા૦**—( ઝીણે સ્વરે ) અરે ! મને મારી નાંખ્યોરે બાપ !

**રંગલો**—આ મિથ્યાભિમાનનું ફળ.

**જમાદા૦**—(ધમકી દઇને) છાનામાના પડ રહે.

**ફોજદા૦**—તે શું કહે છે ?

**જમાદા૦**—ઓ તો સાલા કહેતા હે કે મેરેકું માર ડાલા.

**રંગલો**—અરે ! સારાં નશીબ જાણને, કે આટલો જીવતો રહ્યો છે. નહિ તો કાચી કેદમાંથી તો કંઇક પરભાર્યા મસાણમાં ગયેલા છે, તેનો પત્તોજ લાગ્યો નથી.

**ફોજદા૦**—(શિરસ્તેદારને) કાંઇ ફીકર નહિ. જુબાની લેતાં પણ કદાપિ એમ બોલે, તો તે વાત લખવાની જરૂર નથી. કેમકે એ તો બધા ચોર લોકો એવું બોલવા શીખ્યા છે કે, મુદ્દો કબુલ કરવા સારૂ મને માર માર્યો.

**શિરસ્તે૦**—રઘનાથભટ્ટ, પહેલી તમારી જુબાની લખાવો.

રઘનાo—અમારાં કર્મ ફુટયાં, હવે અમારી શી જુબાની લખાવવી છે?

રંગલો—હજી તો કર્મ ફુટવાનાં આગળ છે.

રઘનાo—આ હાથોહાથ ચોર પકડાયો છે, તો પણ અમારા ગરીબ માણસની ચોરીનો ક્યાં પત્તો લાગવાનો છે!!

ફોજદાo—મહારાજ સમાલી જુબાની લખાવો, નહિ તો બેઅદબી બોલશો તો શિક્ષા થશે.

સોમનાo—સમય તો એવોજ છે, કે 'ઉલટો ચોર કોટવાળને દંડે'.

શિરસ્તેo—તમારૂં નામ રઘનાથભટ્ટ?

રઘનાo—હા, મારૂં નામ રઘનાથભટ્ટ. (તે લખે છે.)

શિરસ્તેo—તમારા બાપનું નામ?

રઘનાo—મારા બાપનું નામ અમથારામ.

શિરસ્તેo—જાતે ખેડાવાળ, ગોમતીવાળ, રોઢવાળ, કે પલેવાળ છો?

રઘનાo—અમે લાડુવાળ બ્રાહ્મણ છીએ. (હાથે લાડવો વાળી દેખાડે છે.)

શિરસ્તેo—તમારી ઉમર કેટલા વરસની થઈ?

રઘનાo—આશરે પચાશ વર્ષ થયાં હશે. પછી દશાવીશ આમ કે દશ વીશ આમ.

શિરસ્તેo—તમારો ધર્મ?

રઘનાo—મિષ્ટાનપંથીનો ધર્મ અમે પાળીએ છીએ.

શિરસ્તે૦—શો ધંધો કરો છો ?

રઘના૦—પત્રાળી ભરવાનો.

શિરસ્તે૦—કિયા મહેલ્લામાં રહો છો ?

રઘના૦ – ઢેડપરીમાં.

શિરસ્તે૦—કહો કે પરમેશ્વર માથે રાખીને સાચેસાચું લખાવીશ.

રઘના૦—પરમેશ્વરને માથે રાખીને આ રાજ્યના દસ્તુર પ્રમાણે સાચેસાચું લખાવીશ.

શિરસ્તે૦—કહો કે જુઠું લખાવું તો મને પરમેશ્વર પૂછે !

રઘના૦—જેવો તમને પરમેશ્વર પૂછે, એવો અમને પણ પરમેશ્વર પૂછે.

શિરસ્તે૦—કહો શી રીતે થયું ?

રઘના૦—ગઇ રાતે અમારા ઘરમાં ચોર પેઠા હતા.

શિરસ્તે૦—કેટલા ચોર હતા ?

રઘના૦—આશરે ચાર પાંચ ચોર હતા, પણ ખરેખરો તો એકજ અમારા જોવામાં આવ્યો.

શિરસ્તે૦—પછી શું થયું ?

રંગલો—પછી શું થયું તે શું ? ખુબ હાથરસ લીધો.

સોમના૦— રઘનાથભટ્ટના કાનમાં) (બાઈડીઓનું નામ દેશો નહિ, નહિ તો બાઈડીઓને કચેરીમાં બોલાવશે.)

રઘના૦—પછી અમે બુમો પાડી, એટલે બીજા ચોર નાશી ગયા અને એક પકડાયો.

શિરસ્તે૦—કોણે પકડયો ?

રઘના૦—ચોકીના સિપાઇઓ આવી પહોંચ્યા તેઓએ પકડ્યો.

શિરસ્તે૦—ઘરમાં દીવો હતો કે અંધારૂં હતું ?

રઘના૦—અંધારૂં હતું. દીવો ઓલવાઇ ગયો હતો.
રંગલો—એ તો અંધારે બહેરૂં કુટાઈ ગયું.
શિરસ્તે૦—ક્યાંઇ ખાતર પાડ્યું છે કે? ક્યાં થઇને પેઠા?
રઘના૦—ખાતર તો ક્યાંઇ પાડેલું જણાતું નથી.
શિરસ્તે૦—સિપાઈ આવ્યા ત્યારે ખડકીનું બારણું બંધ હતું કે ઉઘાડું હતું?
રઘના૦—બારણું બંધ હતું, તે સિપાઇઓએ બારણું ઠોક્યું, એટલે અમારી ઘરવાળીએ—ના, ના, મેંજ ઉઘાડ્યું હતું.
રંગલો—જો જો, પરમેશ્વર માથે રાખીને સાચેસાચું બોલજો.
શિરસ્તે૦—ત્યારે ચોર કિયે રસ્તે થઇને નાશી ગયા?
રઘના૦—તે તો અમને કાંઇ ખબર પડી નહિ.
રંગલો—નશીબમાંથી ઉતર્યા હતા, અને નશીબને રસ્તે ગયા.
શિરસ્તે૦—તમે ચોરને ઓળખી શકશો કે?
રઘના૦—એમાં શું ઓળખવું છે? સિપાઇઓ અમારા પકડી ગયા એજ તો. આ ખાટલામાં સુતો છે તે.
રંગલો—હા, એને ફાંસી દેવાનો અત્યારે હુકમ કરો, તો રઘનાથભટ્ટ બહુ રાજી થાય.
શિરસ્તે૦—ત્યાં ખાટલા પાસે જઇને, એનું મોં જુઓ.
રઘના૦—રાતે અંધારામાં અમે ચોરનું મોં દીઠું નથી.
શિરસ્તે૦—ત્યાં જઇને જુઓ, કાંઇપણ નિશાની બતાવી શકો છો?
રઘના૦—(ચોરનું મોં જોવા જાય છે.)
રંગલો—મશાલ પાસે રાખીને ખૂબ નિહાળીને જો જો! લાવો બીજી બે ચાર મશાલો કરાવીશું?

રઘુના૦—(ચાદર ઊંચી કરી, મોં જોઇને) અરે! જીવરામભટ્ટ તમે ક્યાંથી?

રંગલો—ક્યાંથી તે ક્યાંથી? ચિત્રલેખા હરણ કરી લાવી.

જીવ૦—અરે! મારા મિથ્યાભિમાને મને આ દશાએ પહોંચાડ્યો. હું હવે બીજા કોઇનો વાંક કાઢતો નથી.

રંગલો—હવે સમજ્યો. આટલા દહાડા તો ખબર પડતી નહોતી.

રઘુના૦—(ફોજદારને) મહારાજ, આ તો અમારો જમાઇ છે તેને જ ચોર લઇ ગયા હતા, બીજી કાંઇ જણસ અમારી ચોરાઇ નથી.

ફોજદા૦—(શિરસ્તેદારને) હવે કેમ કરવું?

રંગલો—કેમ કરવું તે શું? હવે શિરસ્તા પ્રમાણેજ તો.

શિરસ્તે૦—આ કામ અધરથી કહાડી નાંખવું પડશે. નહિ તો વળી એમાંથી સો લફરાં જાગે.

ફોજદા૦—એને ઘેર લઇ જવા દેશું કે?

રંગલો—અરે! અહીં કચેરીમાં ખોરી ઘાલોને!

શિરસ્તે૦—ન લઇ જવા દઇએ તો થોડીવારમાં મરી જાય એવો છે અને જો કામના કાગળો રાખીએ તો સાહેબ કહેશે કે જાહેર કર્યા વિના ઘેર જવા કેમ દીધો?

ફોજદા૦—ખરી વાત છે, એમજ કરવું પડશે. વારૂ *દફતરદાર સાહેબની સલાહ લેશું?

---

* જ્યાં નાટક થતું હોય, ત્યાંના દફતરદારનું કે દિવાનજીનું નામ લેવું.

રંગલો—એમાં ગફલતદાર સાહેબની સલાહ શી લેવીજ છે? મારી સલાહ લ્યોને!

શિરસ્તે૦—એમાં દફતરદારની સલાહ લેવાની જરૂર નથી.

રંગલો—કાંઇ આવું કામ પહેલવહેલું નથી. દર મહિનામાં ચાર પાંચ કામ અધરથી ઉડાવવાં પડતાં હશે.

જમાદા૦—રાતે વો ક્યા કહેતાથા કે મેં રઘનાથભટ્ટકા જમાઇ હું, લેકીન હમે જાના કે ઓ તો મિજાજમેં બોલતા હે.

ફોજદા૦—( રઘનાથભટ્ટને ) જાઓ. હવે એનો ખાટલો તમારે ઘેર લેઈ જાઓ.

રંગલો—કરજે વળી મિથ્યાભિમાન. રામ બોલો ભાઇ રામ! આવજો આ ગામના બ્રાહ્મણો, મારા જીવરામભટ્ટને મસાણ સુધી પહોંચાડવા. તમે રોતા રોતા આવશો તો તમારા ઘરનાં માણસ મરશે ત્યારે હું પણ રોતો રોતો મસાણ સુધી પહોંચાડવા આવીશ; ( મશાલીને ) કેમ અલ્યા! તું આવીશ કે નહિ? નહિ આવે તો પછી તારી ડોશી મરશે ત્યારે કોણ આવશે?

શિરસ્તે૦—બચારાને જીવતાં મસાણમાં લઇ જવાની વાત શા વાસ્તે કરે છે? હજી તો જીવે છે.

( પડદો પડ્યો. )

---

ગાનારા ગાય છે.

---

# અંક ૮ મો.

પાત્ર—૧ રંગલો. ૨ રઘનાથભટ્ટ. ૩ સોમનાથ. ૪ દેવબાઈ. ૫ જીવરામભટ્ટ. ૬ વૈદ્ય.

સ્થળ—રઘનાથભટ્ટનું ઘર

## પ્રવેશ ૧ લો.

( પડદો ઉપડ્યો, ત્યાં ખાટલામાં જીવરામભટ્ટ સૂતા છે, અને પાસે રઘનાથભટ્ટ, દેવબાઈ સોમનાથ બેઠાં છે, અને રંગલો ઉભો છે. )

**દેવબા૦**—( રઘનાથને ) હળદર અને ભોંયરસો ઉનો કરીને બધે શરીરે ચોપડ્યો હોય તો ઠીક.

**રંગલો**—એક મરીને મસાલો ચોપડ્યો હોય તો ઠીક.

**રઘના૦**—હળદરને ભોંયરસાથી શું થાય? આવળ મગાવીને બાફીને બધે શરીરે બાંધવી પડશે.

**રંગલો**—મારૂં કહ્યું માનો તો ડાક્ટરને બોલાવીને તેની સલાહ લો.

**દેવબા૦**—ના અમારે દાક્તરને નથી બોલાવવો. તેના ઓષડથી ન મટે તો એ તો ઝેર દઈને મારી નાંખે.

**સોમના૦**—આપણા શહેરમાં *ત્રીકમલાલ વૈદ્ય વખણાય છે, તેને બોલાવી લાવું?

**રંગલો**—ત્રીકમલાલ વૈદ્યનો ભક્ષ પાક્યો. જો આ ઉગરનારો હશે ને ઉગરશે, તો ત્રીકમલાલ વૈદ્યને ઓછામાં ઓછા

---

* જે ગામમાં આ નાટક થતું હોય તે ગામના વૈદ્યનું નામ લેવું; પણ વેષમાં તેનું નામ ભજાવવું નહિ.

પચાસ રૂપૈઆ મળશે; અને કદાપિ આ મરી જશે, તો ત્રિકમલાલના બાપનું કાંઈ જવાનું નથી. છેલી વારે જમવાનું તો મળશેજ.

રઘના૦—તે કરતાં પેલા જામનગરના વૈદ્ય અંબાશંકર થોડાં વર્ષ થયાં અહીં આવીને રહેલા છે, તે વધારે હુશિયાર ગણાય છે. ઘણે ઠેકાણેથી તેમને આબરૂ મળી છે, તેમને બોલાવ.

રંગલો—અરે! જામનગરના વૈદ્યનું શું કામ છે? જમનગરના વૈદને આવવાને હવે વાર નથી.

સોમાના૦—તેનું ઘર તો અહીંથી વેગળું છે, માટે ત્રિકમલાલનેજ તેડી લાવું?

રઘના૦—ઠીક છે જા, ઝટ ઉતાવળો આવજે. (તે જાય છે.)

દેવબા૦—જીવરામભટ્ટ, તમે શી રીતે પકડાયા?

જીવ૦—(છેક હળવે બોલે છે, માટે તે સઉને રઘનાથ કહી સંભળાવે છે.) હું રાતમાં લઘુશંકા કરવા ઉઠ્યો હતો, તે ખાટલાના પાયા સાથે પાઘડીનો એક છેડો બાંધીને બીજો છેડો હાથમાં રાખ્યો હતો, પણ વચમાંથી પાઘડી પાડીએ ચાવી ખાધી, તેથી તૂટી ગઈ તેથી હું તમારા ઉપર આવીને પડ્યો, એટલે તમે બુમ પાડીને નાઠાં, કે છે! ચોર છે!

દેવબા૦—તમે બોલ્યાએ નહિ કે, એ તો હું છું?

જીવ૦—મેં ઘણુંએ કહ્યું કે હું છું; પણ તે સોરબકોરમાં મારૂં

બોલ કોઇએ સાંભળ્યો નહિ; અને ઘણું તો હું શરમમાં પડ્યો, તેથી બોલી શક્યો નહિ.

રઘના૦—મેં એવું સાંભળ્યું હતું ખરૂં કે, હું માફી માગવા આવ્યો છું. તે શું તમે ક્હેતા હતા?

જીવ૦—હા, હુંજ કહેતો હતો.

રંગલો—આગળ તો "અમે કહેતા હતા, અને અમે ચાલતા હતા" એમ મિજાજમાં બોલતો હતો. હવે કહે છે કે "હા, હું કહેતો હતો."

શેની માફી માગતા હતા?

જીવ૦—મેં જમતી વખત તમને લાત મારી હતી, તેથી પછી જ્યારે હું તમારા ઉપર પડ્યો, ત્યારે, મારા મિથ્યાભિમાનની ખોડ ઢાંકવા સારૂં હું કહેતો હતો કે મેં તમને લાત મારી છે, તેની માફી માગવા આવ્યો છું.

રઘના૦—મેં જાણ્યું કે ચોરે ચોરી કરી છે, તેની માફી માગે છે.

પ્રેમના૦—તમે રાતે દેખતા નથી, ત્યારે મને જગાડીને કહીએ નહિ કે મારે ખાળે જવું છે? તો હું તમને ખાળે લઇ જાત.

જીવ૦—હવે મને ઘણોય પસ્તાવો થાય છે, કે એમ કર્યું હોત તો ઠીક.

રંગલો— **दोहरो.**

**जे मति पीछे उपजे, ते मति आगे होय;**
**काज न विनसे आपनो, दुर्जन हसे न कोय. ७०**

**રઘના૦**—દીવો નહોતો, તેથી અંધારામાં મેં અને સોમનાથે પણ તમારા ઉપર લાકડીઓના ઝપાટા માર્યા.

**રંગલો૦**—અને વળી બંદાએ કયાશ રાખી છે?

**જીવ૦**—અરે કાચી કેદમાં આખી રાત જે મેં પીડા ભોગવી છે, તેવી તો જમપુરીના કુંડમાં પણ નહિ હોય.

**દેવબા૦**—ત્યાં શું તમને સિપાઇઓએ માર્યા હતા.

**રંગલો**—માર્યા નહોતા. પાટલે બેસારીને પૂજા કરવા લઇ ગયા હતા.

**જીવ૦**—અરે ! ત્યાં એક લીમડાની ડાળે દોરડું બાંધી મૂકેલું છે, ત્યાં મને નવસ્ત્રો કરી ઊંધે માથે લટકાવ્યો.

**રંગલો૦**—ત્યારે દિગંબરાસન થયું.

**જીવ૦**—અને ચારે તરફથી સિપાઈઓએ ધોકાના માર મારીને મારી પાંસળીઓ ભાગી નાંખી.

**રંગલો**—ઠીક કર્યું.

**જીવ૦**—મને કહે કે બીજા ચોરોનાં નામ બતાવ, અને ચોરીનો માલ બતાવ. હું કેનું નામ દઉં? ને શો માલ બતાવું?

**રંગલો**—આ રઘનાથભટ્ટનું નામ દેવું હતું, અને માલમાં દેવબાઇ બતાવવાં હતાં, કેમકે તેમણે પોતાની આબરૂ વાસ્તે ઊંચા કુળનો નઠારો વર જોયો માટે તે પરમેશ્વરના ઘરનાં ચોર છે.

**જીવ૦**—હું નામુકર જાઉં, તેમ તેમ સિપાઇઓને વધારે ગુસ્સો ચડતો હતો, અને કહેતા હતા કે ખૂબ માર ખાશે ત્યારે માનશે.

રંગલો—ખરી વાત. ખૂબ માર ખાધો ત્યારે હવે માન્યું કે મિથ્યાભિમાન છે તે ખોટું છે, તે પહેલાં ક્યાં મનાતું હતું.

દેવબા૦—પછી તમને ક્યારે છોડયા ?

જીવ૦—પરોઢિયે હું છેક બેહોશ થઇ ગયો ત્યારે મને છોડીને ભોંય ઉપર નાંખ્યો.

રંગલો—તે વખતે તો ખરેખરૂં '**શવાસન**' થયું હશે !

જીવ૦—પણ વળી સવારના દસ વાગતાં મારામાં લગાર ચેતન આવ્યું, એટલે વળી મને મારવા માંડયો.

રંગલો—એ તો ચડતા પહોરની ષોડશોપચાર પૂજા કરી.

જીવ૦—મોઢા ઉપર લાતો મારી.

રંગલો—એ મોઢું એજ લાગનું હતું.

જીવ૦—મને મા બહેન સામી ગાળો દીધાનો તો પારજ રાખ્યો નહિ.

રંગલો—એ તો દેવબાઇએ વીવામાં ફટાણાં થોડાં ગાયાં હશે, તે સિપાઇઓએ પૂરાં કર્યાં.

દેવબા૦—અરર ! મારા પીટયા સિપાઇઓ મહા જૂલમી.

રંગલો—સિપાઇઓ કાંઇ જૂલમી નથી. મિથ્યાભિમાન મહા જૂલમી છે, એમ જાણવું.

જીવ૦—મને પ્રત્યક્ષ કાળ-જમના દૂત જેવા લાગ્યા. તોપણ હું તેઓનો વાંક કાઢતો નથી, કેવળ મારા મિથ્યાભિમાનનો જ વાંક કાઢું છું.

રંગલો—હવે સમજ્યો.

જીવ૦—જે કોઈ મિથ્યાભિમાન ધરશે, તેને પરમેશ્વર, છતે દેહે અથવા નરકમાં, આવી પીડા ભોગવાવશે.

રંગલો—અલબત્ત.

જીવ૦—એવો મેં નિશ્ચય કર્યો.

---

## પ્રવેશ ૨ જો.

( સોમનાથ વૈદ્યને તેડીને આવે છે. )

રઘના૦—આવો વૈદ્યરાજ ! વૈદ્યને બેસવાને પાટલો લાવો, પાટલો.

રંગલો—( બે પાટલા લઈને ) લોને, કહો તો આ એક પાટલો વૈદ્યને બેસવા, અને આ બીજો વૈદના માથા ઉપર મૂકું.

વૈદ્ય—( નાડ તથા શરીર તપાસે છે. )

રઘના૦—નાડ જોવાથી પીડાની ખબર પડતી હશે કે ?

વૈદ્ય—અરે ! અમારા બાપ પેશવા સરકારના વૈદ્ય કહેવાતા હતા, તે નાડ જોઈને ખાધેલું ધાન્ય વરતી આપતા હતા.

રઘના૦—કોઈવાર ખાધેલું વરતીને કહેલું ખરૂં ?

વૈદ્ય—એક વાર શેલુકરે અમારા બાપની પરીક્ષા જોવા સારૂ બોલાવીને કહ્યું કે અમારી સ્ત્રી માંદી થઈ છે; પણ તે હોઝલમાં રહે છે, તેથી કોઈ પુરૂષને મોઢું કે હાથ દેખાડવાની ના કહે છે. માટે કેમ કરવું ?

**રઘનાο**—પછી વૈદ્યે શું કહ્યું?

**વૈદ્ય**—કહ્યું કે બાઇને હાથે દોરી બાંધીને તે દોરી મારા હાથમાં આપો.

**રઘનાο**—પછી?

**વૈદ્ય**—પછી એક બિલાડીના પગે દોરી બાંધીને વૈદ્યના હાથમાં આપી.

**રઘનાο**—વૈદ્યે શું કહ્યું?

**વૈદ્ય**—દોરી જોઇને નાડીની પરીક્ષા કરી ને તરત કહ્યું કે આજ આ બાઇએ ઉંદરનું માંસ ખાધું છે.

**રંગલો**—ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા. આવો ગપ્પીજી; બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી.

**દેવબાο**—વૈદ્યરાજ, જીવરામભટ્ટને ભોંયરસો અને હળદર ભરીશું, કે આવળ બાંધીશું?

**રંગલો**—વાહ! તમેજ ઓષડ જાણતાં હતાં ત્યારે વળી વૈદ્યનું શું કામ હતું?

**વૈદ્ય**—બહુ અમૂઢ માર વાગેલો છે, માટે *નગરશેઠને ત્યાંથી મુમઇ લાવીને થોડીક પાઓ તો ઠીક.

**સોમનાο**—મુમઇ શેની થતી હશે?

**વૈદ્ય**—એવું સાંભળ્યું છે કે શરીરે સાજો અને તાજો માણસ હોય તેને પકડી જઇને અથવા વેચાતો લઇને, એક બે મહિના સુધી ખૂબ મિષ્ટાન્ન તથા મશાલા ખવરાવીને શરીરે

---

* જ્યાં આ નાટક થતું હોય ત્યાંના નગરશેઠનું નામ લેવું.

પુષ્ટ કરીને, પછી તેને મધની ભરેલી કોઠીમાં નાખે છે; અને બે ત્રણ મહિના રહેવા દઇને, તેનું માંસ ને મગજ કાલવે છે તેની *મુમઇ થાય છે. તે બહુ મુલ્યવાન હોય છે, માટે મોટા મોટા સાહુકારો ઘરમાં રાખે છે.

રંગલો—ત્યારે આ વૈદ્યરાજને પકડીને લઇ જાય તો એની સાત આઠ મણ મુમાઇ થાય; કેમકે તે શરીરે ખૂબ જાડા છે.

દેવબા૦—વૈદ્યરાજ, એમનાં ગ્રહ કેવા છે? તે જુઓને.

વૈદ્ય—( ટીપણું કાઢે છે. )

રઘના૦—વળી ટીપણું પણ રાખો છો કે?

વૈદ્ય—વૈદ્યને બધુંએ જોઇએ; અને ખરેખરી તો ઇષ્ટ ઉપાસના જોઈએ. તે હોય તો ચુલામાંની રાખનું પડીકું આપીએ તે આપે પણ ગમે તેવો રોગ હોય તો મટી જાય.

દેવબા૦—તમારે કયા ઇષ્ટની સાધના છે?

રંગલો—પૈસા દેવની.

વૈદ્ય—આજ કળિજુગમાં જેમ જ્યોતિષ અને વૈદક સ્થૂળ પડી ગયાં છે, તેમ મંત્રશાસ્ત્ર પણ સ્થૂળ પડી ગયાં છે; અને જેમ વૈદકમાં રેચ અને જ્યોતિષમાં ગ્રહણ, એ બેઉ

---

*એ તો ગપ છે, મુંબાઇ શહેરમાં પણ મુમઇ થાય છે. તે રાળ, [illegible], માણસના માથાના વાળ, કસ્તુરી અને અંબર વગેરે તેલમાં રાંધે છે. પછી વાગ્યા ઉપર, મુમઇ વાલ બે ઘીમાં કકડાવીને લુગડે ગળીને પાય છે. તે [illegible] ઓગળી જાય છે. અમદાવાદમાં પણ થાય છે.

આજ સાચાં પડે છે, તે શિવાય વૈદકનું કે જ્યોતિષનું કળિજુગમાં કશું સાચું પડતું નથી; તેમજ **कलौ चंडी विनायकौ** કળિજુગમાં ચંડી કે ગણપતિ, એ બેજ ઇષ્ટ ફળે છે. બીજા દેવોમાં હવે જીવ રહ્યો નથી, માટે અમારે ચંડીની ઉપાસના છે. તેના પ્રતાપથી રળી ખાઇએ છીએ. અને કોયલાની કાળી રાખ, લાકડાની ધોળી રાખ તથા છાણાની રાખ, તે ત્રણેને અજમો વાટી લુગડે ચાળીને જુદી જુદી ડાબડીઓ ભરી મૂકીએ છીએ, અથવા ગોળીઓ કરીએ છીએ તેનાં નામ **म नस्तंभना, वज्रपाचनी, ज्वरांकुश,** એવાં એવાં પાડીએ છીએ. તેથી રોગી સાજા થાય છે અને આપણને જશ અંબાના પ્રતાપથી મળે છે.

**રંગલો**—ત્યારે વૈદકશાસ્ત્ર તો બધું જૂઠું કે ?

**વૈદ્ય**—એ સાચું પડતું હોય તો વૈદ્યકમાં તો સોનું બનાવવાની ક્રિયા પણ લખેલી છે.

**રંગલો**—સોનું બનતું હોય, ત્યારે તો વૈદ્યનાં ઘર સોનાનાં થાય જ તો ? પછી શું કરવા કોઇની નાડ ઝાલવા જાય ?

**દેવબા૦**—હવે જુવોને, આને કેટલા દહાડાની કઠણ દશા છે.

**વૈદ્ય**—( મેખ, વરણ, ગણીને ) ચૌદશ, અમાસ, ને પડવો, એ ત્રણ દહાડા જાય તો પછી કાંઇ ફીકર નથી.

**રંગલો**—એ તો સહુ જાણે છે કે આ ત્રણ દહાડા જીવનાર નથી.

**દેવબા૦**—તમે કાંઇ ઓષડ આપોને ?

**વૈદ્ય**—આજ બુધવાર છે. બુધે બેવડાય, માટે આજ ઓષડ અપાય નહિં.

**દેવબા૦**—હવે એટલું કહોને કે આખર રૂપાનો રૂપૈયો છે કે તાંબાનો!

**જીવ૦**—( આંખ થરડાય છે. )

**વૈદ્ય**—ખરેખરૂં કહેતાં તો મારી જીભ કેમ ઉપડે ?

**દેવબા૦**—હવે શું ? જે થવા કાળ હતું તે થયું. તેમાં તમે શું કરો ? ને અમે પણ શું કરીએ ?

**વૈદ્ય**—શ્વાસ થયો છે અને આંખ થરડાય છે. હવે તો બાઇની ચુંદડીએ સત હોય તો બચે. અંબાજીની બાધા રાખો; અને જ્યાં સુધી લગારે જવાબ દઇ શકે ત્યાં સુધીમાં કાંઈ પૂછવું ગાછવું હોય તે પૂછી લો; અને દાનપુણ્ય કરવું હોય તે કરો. હવે ઓષડની વાત જવા દો.

**રઘના૦**—વૈદ્યરાજ ખરૂં કહે છે. હવે તો એજ કરવું.

**દેવબા૦**—જો જીવરામભટ્ટ સાજા થશે, તો હું અણવાણે પગે ચાલીને અંબાજીની જાત્રા કરીશ, અને આજથી ત્યાં સુધી કાંચળી નહિ પહેરૂં.

**રંગલો**—પણ મને જમાડજો.

**દેવબા૦**—વૈદ્યરાજ જુઓને આજ શી તથ છે ?

**વૈદ્ય**—( ટીપણું જોઇને ) જીવરામભટ્ટ પુણ્યશાળી તો ખરા.

**દેવબા૦**—કેમ વારૂ ?

**રંગલો**—તે વિના કેદનું સુખ ક્યાંથી મળે ?

**વૈદ્ય**—આજ **એકાદશીનો** પવિત્ર દહાડો છે. આજ વૈકુંઠના

દરવાજા ઉઘાડા રહે છે માટે આજ જે મરે તે પાંશરો વૈકુંઠમાં જાય.

**રંગલો**—આવા મિથ્યાભિમાની અને ઠગ વૈકુંઠમાં ન જાય, તો પછી બીજા કોણ જશે?

**વૈદ્ય**—પણ એક કહેવાનું છે.

**દેવબા**—વળી શું કહેવાનું છે?

**વૈદ્ય**—આજ પંચક છે. માટે જો પંચકમાં એક મરે તો, તે મહિનામાં બીજાં ચાર જરૂર મરે. તેમાં પહેલું **धनिष्ठा** ઘરપંચક કહેવાય, તેમાં કોઈ મરે, તો તેના **ઘરમાંથીજ** બીજાં ચાર મરે; અને બીજું **शतभिषा** મહેલ્લા **પંચક**, ત્રીજું **पूर्वाभाद्रपद** સગાપંચક, ચોથું **उत्तराभाद्रपद** નાતપંચક; અને પાંચમું **रेवती** ગામપંચક કહેવાય.

**દેવબા**—ત્યારે આજ કેટલામું પંચક?

**વૈદ્ય**—આજ ચોથું નાત પંચક છે, માટે તમારી નાતમાંથી બીજાં ચાર મરશે.

**રંગલો**—ઠીક થયું. એકેકા પછવાડે ત્રણ ત્રણ દહાડા જમવાનું ઠરશે, તોપણ માગ જોવાને પંદર દહાડા સુધી **મિષ્ટાન્ન** ચાલશે.

**દેવબા૦**—(ગુસ્સાથી) તને વારે વારે જમવાનું બહુ **સાંભરે છે**. ન્હાની બાળક છોડીને રંડાપો આવશે, તેનો તો વિચાર કરતો નથી.

**રંગલો**—મને તો જમવાનું કાંઇ સાંભરતું નથી; પણ **નાતની**

બાઇડીઓ પાણી ભરવા જતાં વાતો કરતી હતી, તેમાં એક જણીએ કહ્યું કે અરે! હમણાં તો નાતમાં જમવાનું ક્યાંઇ ઠરતું નથી. ત્યારે બીજીએ કહ્યું કે હવે જમવાનાં ઠરશે; કેમકે જીવરામભટ્ટ મરવા પડ્યા છે.

**દેવબા૦**—વૈદ્યરાજ, પંચકમાં મરે તેની કાંઈ ક્રિયા કરવી પડે કે?

**વૈદ્ય**—હા, દર્ભનાં પૂતળાં પાંચ કરીને તે મડદા સાથે બાળવાં જોઇએ; ને કેટલીએક નાતોમાં તો પાંચ હાંલ્લાં ફોડવાનો ચાલ છે. એટલી શાંતિ કરે તો બીજાં ચાર મરે નહિ.

**દેવબા૦**—(રઘનાથભટ્ટને) તે બધું થતું હોય, તેમ સંભારીને કરજો, હો! નહિ તો એ તો આપણે માથે ભાર.

**રઘના૦**—એ તો શુક્લ આવશે, તે સંભારીને બધી ક્રિયા કરાવશે.

**વૈદ્ય**—હવે મને રજા આપો; કેમકે કદાપિ મરી જાય, તો મારાં લુગડાં અભડાય.

**રઘના૦**—પધારોજી, તસ્દી માફ કરજો. (વૈદ્ય જાય છે.)

**સોમના૦**—જીવરામભટ્ટ હવે કાંઈ કહો છો?

**જીવ૦**—મારા બે હજાર રૂપૈઆ *વ્રજભુખણ દામોદરની દોકાને જમે છે.

**રંગલો**—વ્રજભુખણ દામોદરનો કોઈ ગુમાસ્તો આટલામાં છે કે? કેમ આ ખરી વાત છે કે? હા, કે ના, કહેવી હોય તે

* જ્યાં આ નાટક થતું હોય ત્યાંના શાહુકારનું, કે સભામાં બેઠા હોય તે શાહુકારનું નામ લેવું.

અત્યારે કહેજો. નહિ તો જીવરામભટ્ટ મસાણમાં જશે, પછી કાલે સવારમાં રૂપૈયા બે હજાર રોકડા ગણી આપવા પડશે.

જીવ૦—સો રૂપૈઆનાં પુસ્તકો મારા ઘરમાં છે. તમારી બ્હેન ન્હાની ઉમ્મરની છે, માટે તેને હમેશાં તમારે ઘેર રાખજો.

રંગલો—પુનર્વિવાહ કરશો તો શી ફીકર છે?

જીવ૦—મારૂં ઘર તથા સામાન વેચીને, તે રૂપૈયા તમારી બ્હેનના નામના સારે ઠેકાણે જમે કરાવજો. તેના વ્યાજમાં તેનું ગુજરાન ચાલશે.

દેવબા૦—તમારો જીવ કશામાં રાખશો નહિ. તમારી પાછળ ગોદાન, પદ, ઉમામાહેશ્વર, વગેરે આપીશ, તમારા જીવને સદ્ગતિ કરજો.

રઘના૦—તમારી ઉત્તરક્રિયામાં ચોખળું તેડીને જમાડીશું, દક્ષણા આપીશું, એમાં પાંચસેં કે સાતસેં રૂપિયા વાવરીશું.

રંગલો—આટલું કમાઇને બિચારો મૂકી જાય છે ત્યારે તેના નિમિત્ત ધર્માદાખાતામાં કાંઇ આપવાનું કહોને?

રઘના૦—આ નાતો જમાડીશું તે ધર્માદા કે શું કહોને?

રંગલો—(મશાલચીને) મારો બાપ મરે ત્યારે હું તને જમાડીશ, અને તારો બાપ મરે ત્યારે તું મને જમાડજે, એવા ઠરાવથી એક બીજાને જમાડીએ તે ધર્માદા કહેવાય કે?

દેવબા૦—( જીવરામભટ્ટને ) તમારી કેડે સજ્યાનું દાન કરીશું, તે તમે ધર્મરાજા પાસેથી માગી લેજો.

રંગલો—અને તમારી કેડે ખાસડાંનું દાન કરશે માટે જમરાજા પાસેથી ખાસડાં પણ માંગી લેજો. માગ્યા વિના આપે કે ન જ આપે.

જીવ૦—ચોખળું જમવાને બદલે હું કહું તે કરો, તો મારો જીવ ગતે જાય.

રઘના૦—તમે કહો તે કરીશું.

જીવ૦—જે ઠેકાણે મારા શરીરનો અગ્નિદાહ કરો, તે ઠેકાણે મારો મરણ સ્તંભ ચણાવવો, તેમાં એક આરસના પથરામાં હું કહું તે બાર દોહરા કોતરાવવા, તથા કાગળોમાં છપાવીને ગામોગામ પહોંચાડવા, કે જેથી સઉના જાણુવામાં આવે કે જીવરામભટ્ટનો જીવ મિથ્યાભિમાનથી ગયો છે.

રઘના૦—વારૂ, તે દોહરા લખાવો. તમારા કહ્યા પ્રમાણે કરીશું.

જીવ૦—દોહરા લખાવે છે. રઘનાથભટ્ટ લખે છે. પછી વાંચી સંભળાવે છે. ( તે નીચે મુજબ. )

## दोहरो.

**माणसने अभिमानथी, मळे न कदिये मान;**
**उलटुं अपमान ज मळे, नक्की ठरे नादान. ७१**

अ भमाने दुख ऊपजे, अभिमाने जश्न जाय;
मिथ्या अभिमाने करी, जिवनुं जोखम थाय. ७२
अरे वृथा अभिमानमां, कशो मळे नहि माल;
ज जेवा आ मुलकमां, हीणा थाशे हाल. ७३
आ मिथ्या अभिमान छे, खरीज ऊंडी खाड;
पडे तेहना पंडनां, हरेक भांगे हाड. ७४
अरे वृथा अभिमानथी, सरे न एके अर्थ;
थाय मनुषमां मश्करी, उपजे अधिक अनर्थ. ७५
उपजे नहि अभिमानथी, अमृततणो उघाड;
अरे ! वृथा अभिमान तो, झेर तणुं छे झाड. ७६
स्वाद नथी सद्गंध नथी, नथिरे पुष्प पराग;
अरे ! वृथा अभिमान तो, कहिये काळो नाग. ७७
अभिमानीने अंतरे, स्वपने पण नहि सुख;
थाय वृथा अभिमानथा, दावानळ सम दुःख. ७८
बहुधा उपजे बळतरा, अंगोअंग अथाग;
अरे ! वृथा अभिमान छे, अद्भुत बळती आग. ७९
मानो जो मारुं कहुं, कहुं ते धरजो कान;
धरि नर-तन धरशो नही, मन मिथ्या अभिमान. ८०

कहुंछुं हुं अनुभव करो, खरेखरी वळि वात;
उपजे छे अभिमानथी, घडिये घडिये घात. ८१
मित्र नथी अभिमान गुण, एतो उग्र *अरीव;
मिथ्या अभिमाने गयो, जीवरामनो जीव. ८२

( પડદો પડ્યો. )

હાસ્યરસના નાટકમાં ખરેખરો મરણનો વિચાર બતાવ્યાથી રૂક બદલાઈ જાય માટે તે બતાવ્યો નહિ.

---

# नाटक समाप्ति विषे.

સૂત્રધાર—અરે સભાસદો! મિથ્યાભિમાનથી કોઈ વખતે કેવું સંકટ આવી પડે છે તે વાત સારી પેઠે આપના ધ્યાનમાં ઉતરી હશે. માટે હવે એ વિષે વધારે કહેવાનું કાંઇ બાકી રહ્યું નથી.

હવે જે ગૃહસ્થે પરોપકાર વાસ્તે આ નાટકનું પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની મારફતે, ઇનામ આપીને રચાવેલું છે, તે ગૃહસ્થનું *પવિત્ર નામ આ ઠેકાણે આપણે સંભારવું જોઇએ.

---

* अरि+इव=शत्रु-जेम.

### शार्दूलविक्रीडित वृत्त.

भाळ्या भाविक भाटिया जन भला, कोडे वसे कच्छमां,
त्यां *गोविंदजि धर्मशी गुण–निधि, छे मांडवी स्वच्छमां;
जेणे नाटकनी रसीक रचना, रुडी रचावी नवी;
तेनुं तेम सभासदो सकळनुं, कल्याण वांछे कवि. ८३

સમાપન વર્ષ—

### दोहरो.

६ २ ९ १
शास्त्र भुजा ने भक्ति, भू, संवतनी शरुवात;
पुस्तक आ पूरुं कर्युं, ‡प्रबोधिनी दिन प्रात. ८४

પછી સર્વે સભાસદોએ સાબાશ! સાબાશ કહીને હર્ષની તાળીઓ બજાવી.

(અને સભા બરખાસ્ત થઈ.)




* નાટક રચનારનું કે રચાવનારનું નામ પ્રસિદ્ધ કરે નહિ તે કૃતઘ્નિ કહે-વાય. વેદના મંત્રનો પણ વિનિયોગ કરતાં, તે મંત્રના ઋષિ છંદ, અને દેવતા કહેવા પડે છે. ‡ કાર્તિક સુદિ ૧૧.

